# મદન અને ચંદા.

नामनी

स्वल्प वार्ता.

લખી પ્રસિદ્ધ કરનાર.

મ. પ. પંડિત.

સુરત વિભાગના આ. કલેક્ટર આવ
સોલ્ટ રેવન્યુના રાઈટર.



નડીઆદ

સત્યસાગર પ્રેસમાં છાપી.

સને ૧૮૮૨—સંવત ૧૯૩૮

કિંમત રૂ૦-૬-૦

( રોલાવૃત. )

“ પ્રેમ શૌર્ય ગુણ ગાઉં-અહીં તહિં યશ દેનારા
દેશી જનને આજ-દિસે છે થંડા ગારા;
પ્રેમ થકી છે શૌર્ય-શૌર્યથી પ્રેમ મચે છે
સ્વર્ગ, મૃત્યુ, પાતાળ-પ્રેમ શૌર્યે દીપે છે;
પ્રેમ શૌર્ય ના હોત-જગત ના તેજી મારત
સ્વાભાવિકને કેમ-પુષ્ટ ના કરવા આરત?!. ”

(નર્મ કવિતા)

૧૬૯૩

श्री

# મદનસિંહ અને ચંદાની વાર્તા.



## પ્રકરણ ૧ લું.

જો પેલી વિદ્યાશાળા! ત્યાં એક વિદ્વાન રૂષિ બેઠા છે. લાંબા કેશના આમળા રૂપી મુગટથી તેનું શીર શોભી રહ્યું છે. તેનું અંગ ઉઘાડું પણ આરોગ્ય અને રકતથી ભરપૂર છે. તેની કટી સુધી પ્હોંચતી લાંબી દાઢી કર્પૂર જેવી શ્વેત અને સ્વચ્છ છે. તેનું મુખારવીંદ પ્રૌઢ છે પણ તેમાં વૃદ્ધાવસ્થાને લીધે કરોચલી વળી જવાથી તેનો સ્વાભાવિક ગૌર વર્ણ કંઇ કંઈ શ્યામ દેખાય છે. તે સ્થળની હવા ઘણી આરોગ્ય હોવાથી તેનું મુખ ઉદય થતા સૂર્ય જેવું શોભાયમાન જણાય છે. તેનું દર્શન થતાંજ ગંભિરતાનું ભાન થયા વિના રેહે નહીં. તેના મુખમાંથી નિકળતાં વચનામૃત સાંભળતાં વારનેજ તે કોઈ મહા વિદ્વાન છે એમ માન્યા વિના ચાલે નહીં. એવા વિદ્વાનની શિક્ષાથી કેળવણિના કિર્ણોવડે શોભતો વિદ્યાનો સૂર્ય પૂર્ણ પ્રકાશમાં ઝળકયો છે. પ્રત્યેક સ્થિતિના બ્રાહ્મણ અને ક્ષત્રિના બાળકોએ પોતાની બુદ્ધિના પ્રમાણમાં એ વૃદ્ધ રૂષિના આશ્રમોમાં અભ્યાસ કરી વધતી ઓછી વિદ્યા સંપાદન કરી છે. ત્યાં મદનસિંહે ઘણો અભ્યાસ કરી પોતાના પરવાળા જેવા લાલ હોઠથી વિદ્યાના અમુલ્ય મોતીનો સંગ્રહ કરયો છે. તે બધા નિશાળિયામાં રૂપ અને ગંભિરતાને માટે પ્રસિદ્ધ છે. એ પાતળા બાંધાનો, ચંપકવર્ણો, સોહામણો, નવા ગુલાલાની પેઠે ખિલેલો, આ સંસારની જંજાળથી કેવળ અજ્ઞાન તરૂણ, જરીનાં વસ્ત્ર ધારણ કરી ઉભો છે. એના હાથમાં કાવ્યનું પુસ્તક છે. તેમાંથી પોતાનો ગુરૂ ખુલાસો આપે છે તે ધ્યાન દઈ સાંભળે છે પણ તેનું કહેવું જોઈએ તેવું ખુબીદાર નથી એમ જણાવતો હોય એવું મ્હો કરે છે. તેની બુદ્ધિ વિશે તેના ગુરૂનું મત ઘણું ઉચું હોવાથી એ તેનો અ-

ભિપ્રાય લઈ તે યથાર્થ છે એમ કહે છે ત્યારે તેના કસ્તુરિયા મૃગને શરમાવે એવાં નયનની ઝમક તત્ક્ષણ તેના મજ્જાથી સંકોચ પામતા કપોળ ઉપર ઝળકી ઈરાનના અનારની લાલાસ દાખવે છે. અને એ પ્રસંગે પુસ્તક જરા નીચુ લેવાથી તેની આંગળીના નખ ચમનની લાલનાં નંગ જેવા ચળકે છે.

એ રીતે મદનસિંહ ઉભો છે એવામાં પોતાના ગુરૂની સામાં એક કિશોર વયની સુંદર, સલુણી અને શાન્ત કુંવારિકા ગુરૂને પ્રશ્ન કરતી તેના જોવામાં આવી. તેની બુદ્ધિ તેની વયના પ્રમાણમાં વધારે ખીલેલી હતી, તે પ્રભાત જેવી સુંદર હતી, તેનું કદ સરવ જેવું હતું, તેનાં નયન સાબર જેવાં શ્યામ હતાં અને તેમાં પ્રેમાશ્ચર્ય ઝળકી રહ્યું હતું. તેનું મુખ કોટિ રતિને લજવે એવું મોહિની રૂપ હતું. તેની ચળકતી, લટકતી, વળખાતી વાળની લાંબી લટ રાત્રિની સ્યામતાને અસ્ત પમાડે એવી કાળી હતી. તેનું નામ ચંદા હતું. તે ગુરૂને ખુલાસો પૂછતાં વિજળીની પેઠે ઝબકી અને પાછી ક્ષણભર સ્થિર થઈ. તેના હૃદયમાં સ્વાભાવિક અસર થઈ; તેનાં ને મદનનાં નેત્રનાં કીર્ણ એકત્ર થયાં. મદનને પણ આ પ્રેમનું ખંજર વાગ્યું અને તે પણ ઘાયલ થઈ ગયો. એ સુંદર જોડકલુ ગુરૂ પાસે જે વિદ્યા શીખ્યું તે નિર્મળ પ્રેમ એજ હતી. તેઓના ગુરૂની સમક્ષ તેઓના ઉરમાં પ્રેમ ઉદધિનું પૂર ચાલ્યું પણ તે તેના જાણ્યામાં આવ્યું નહીં. જેણે ત્રણ કોડી વર્ષ કાઢેલાં, જેણે પૃથ્વીના ઘણા ભાગમાં પ્રવાસ કરેલો અને જેણે મનુષ્યની ચિકિત્સા જોવામાં ચાતુર્ય મેળવેલું એવો ગુરૂ પણ જોત જોતામાં અંજાયો. આણી તરફથી મદન બધા વિદ્યાર્થિઓમાં વડી જગાએ જઈ વિરાજ્યો; પેલી તરફ ચંદાકુંવારિકા- વર્ગમાં મોખરા ઉપર જઇને બેઠી. અગર જો તેઓ પ્રેમ બાણથી ઘાયલ થઈ પોત પોતાની જગાએ ગયાં હતાં તોપણ કોઈ ન જાણે તેમ તેઓ પોતાનાં પુસ્તક વાંચવા મંડી પડયાં. પ્હેલોજ પાઠ તેઓએ વાંચ્યો તે એ જે તેઓએ દૂરથી છુપાં છુપાં એકમેકને જોઈ મ્હો મલકાવ્યાં તથા નયમ નચાવ્યાં.

---

# પ્રકરણ ૨ જું.

મદન અને ચંદાનાં મન સત્વર પ્રેમની જાળમાં ફસાઈ ગયાં અને તે એટલે લગી કે એક ક્ષણ પણ તેઓ એકમેકથી ન્યારાં ન રહેતાં ગુરૂને બદલે પ્રેમને અને પુસ્તકને બદલે અરસપરસ મુખારવિંદ વાંચવા મંડ્યાં. વિયોગ પડશે એતો તેમના સ્વપ્નમાં પણ આવ્યું નહીં. તેઓ એકમેકથી એવાં તો મોહ પામી ગયાં હતાં કે જ્યારે બીજાં વિદ્યાર્થિ પોતાના પુસ્તકમાં નિમગ્ન રહેતાં હતાં કે ત્યારે તેઓ પ્રેમનાં લલીત ગીત ઉડવતાં હતાં અને પરસ્પર પ્રેમ પત્રિકા લખતાં હતાં:-

ચંદા.-

( આર્યા. )

યૌવન વાડી ખીલતી, માળી તું વીણ બીજો નથી વ્હાલા
પ્રેમ ઘેલી લલનાને, તું વિણ નકિ નહીં વળે શાતા.
મમ પ્રાણ તણો તું છો, આ સંસારે અમુલ્ય આધાર.
નિભાવવો પ્રિય મ્હારા, બાંહ્ય ગ્રહીને કરી લઈ સાર.
આત્મા આ વપુનો તું, જીવન છે તુજ ખુશનુ દેદાર.
તું વિણ હું નિસ્તેજી, શુક વિણ પિંજર દીસે જેવું યાર.
અધરામૃત થા મીઠડા, જાચે દાસી અધીર લાચાર.
પૃથ્વીરાજ પામી હઉં, એવી હરખીત થઈશ સરદાર.

મદન.-

( લાવણી )

માળી હું પણ પ્રેમવારી, પૂરણ વીણ વાડી કદિ ન ખીલે
ઉપાય કીધો પ્રિત કરી તેનો, પણ કરતી ન વિચાર દીલે.
તું વદતી પ્રાણનાથ મુજને, પ્રાણ નિભવવા ટેકી છઉં.
શીદને મુજને દોષ દાયે, મીઠી સાચે સાચી સઘળી કહું.
હું છું નિર્જિવ દેહડી જેવો, જ્યાં લગી તું જીવ પાસ નથી.
હું છું વસ્ત્ર સાદે સાદું, પણ તું છો સાજ અધિક નકી.
તુજ મુરતિ વિણ અન્ય નથી, આધાર જીવન કેરો એકે
(પણ) કસોટી જ્યાં લગી પાસ નહીં. ત્યાં લગી શરાફ ખરૂં વદી નશકે
નથી જાચતો અધરામૃત, વદ મીઠડી હું એ યોગ્ય છઉં ?!

પણ માગું એક તું કને, આનંદથી મુખડું મલકાવું.

---

જયારે બીજા નિશાળિઆઓ પદ્વિ, પ્રશંસા અને પ્રકાશને માટે લાંબો વિચાર કરી કરી અભ્યાસમાં ગર્ક રહેતા હતા, બલકે પોતાના તન મનની તમામ શક્તિ વાપરતા હતા ત્યારે તેઓ બન્ને પ્રેમ- પોથીનાજ પાઠમાં નિમગ્ન રેહેતાં હતાં; તેમાં ચંદા કહેતી કે:-

[ દોહરો.. ]

પ્રેમ દિપક કીધો પ્રગટ, નિભાવવો પ્રિય પ્રાણ.
વિયોગ વાયૂ દુરથી, ઘણી છઉં હેરાન.
પાસ તોય પણ મૂજથી, તું છાં કોસ કરોડ.
મલણ થાય પળ એક કદિ, આપૂં પ્રીતી હોડ.

---

મદન:—

(દોહરો.)

દીપક—કીધો પ્રગટ તે, મ્હેંકે તેં કહે પ્યારી.
પણ છે નિભાવિ રાખીયો, બુઝ સજનની યારી.
અલગ છતે તવ દરશનથી, છેટા મુજથી માન.
ક્ષણ પણ મળ પ્રિય એટલું મદન વદે છે વાણ.'

જયારે બીજાઓ તત્વજ્ઞાન ભુગોળવિદ્યા, ખગોળવિદ્યા વિગરે ભારે ભારે શાસ્ત્રનો અતિ આગ્રહથી અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે તેઓ બન્ને મંદ થઈ ખભા ઉપર ડોક નાંખી વિચારમાં બેસી રેહેતાં હતાં.

પ્રેમનો ધ્ધ કરનારાં અને પ્રેમથી ઘાયલ, પ્રેમને પૂજનારાં અને પ્રેમવડે પજાયલાં, મદન અને ચંદાને માટે હવે સૃષ્ટિમાં કંઈ સુંદરતા રહી નહીં. તેઓનાં મનને વિદ્યામાંની તમામ મોહિતી ઉડી ગઈ હતી. તેઓને માત્ર પ્રેમ અને પ્રેમનાજ ગાયનમાં તથા પરસ્પર ચક્ષ મેળાવો કરવામાં મઝા માલમ પડતી હતી. ચંદા લખતી કે:-

( લાવણી. )

પ્રેમ અગ્નિ પ્રગટાવી તનમાં, અલગ ઉભો તું કેમ જઈ.
બૂઝાવવાને બદલે પ્યારા, હુંક દીયે શું કસુર થઈ?
તુંમાં મોહીની કે તુજ મુખમાં, મીઠડા નથી પરખાતી જરી
સુંદર સલુણી મૂરતિ થકી, હું દાસીને દીવાની કરી.
મદનસિંહ જવાબ દેતા કે-

( લાવણી. )

દરદી દીલ ગમખાર માહેરૂં, માશુક પાસે પણ આવે.
મુજ તન મનની માલીક તું છાં, ચંદા ચતુર કહું સાચે.
જ્યારે ત્યારે સ્મરણ થાય, તવ પ્રેમ તણું પ્રિયા મ્હારી.
જ્યાં ત્યાં જોઉં નહીં બીજું પણ, મૂરતી એક મધુરી ત્હારી.
પ્રેમ રૂપી દરબાર માંહી તું, વિરાજતી રાણી દીપે.
અર્જ કરૂં ત્યાં ઉભો રંક હું, શ્રવણ નહીં તારો પ્રીછે.
નેત્ર તાહેરાં ન્યાયિને, છે યોગ્ય તને શૃંગાર ખરો.
અરે! પ્રાણથી અધીક પ્યારી, તું મ્હારે વિશ્રામ વડો.
તંન મંન કે નયન માંહી તું, નૂર ઝળકતું મ્હારે છે!
ઝલેહ તારી સારી જહાનમા, મદન તણે મન ભારે છે!

---

જેમ જેમ એ આશક માશુકના ખ્યાલમાં પ્રેમનો વધારે વધારે પ્રવેશ થતો ગયો તેમ તેમ તેણે તેઓની બુદ્ધિ ને દેખાવ ઉપર પોતાની સત્તા ચાલુ કરી. તેણે એક ગુપ્ત સંયોગ સ્થાન નિર્માણ કીધું. તેમાં તેઓ અણ તેડયાં આવીને બેઠાં. એક બીજાને મળવાને ઉત્કંઠિત થઈ રહેલાં એટલે પરસ્પર ભેટી પડયાં અને એકમેકમાં એવાં તો ભળી ગયાં કે જો ચંદા રડે તો મદનના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલે તેમજ જો મદન હસે તો ચંદાના કપોલ ઉપર લાલાસ લખ લખી રહે અને તેનું મુખ સ્વાભાવિક રીતે પ્રફુલ્લિત થઈ જાય.

એ પ્રમાણે તે પ્રેમાંશી જોડકલું પ્રેમને શરણ થયું. તેઓ પરસ્પર મધૂર વચનથી કાળ ક્રમણ કરતાં તે સમયમાં કોઈવાર હર્ષ તો કોઈ વાર શોકનાં ચળકતાં બિંદુ તેઓનાં પંકજ સરખાં મુખ ઉપર નવી નવી મોડીની તથા નવા નવા રંગ દેખાડતાં હ-

તાં, તેઓના જુસ્સા તાજા અને નિર્મળ હતા. તેઓ મનરૂપી માર્ગે મોકળો કરી પ્રેમનાં સુંદર પુષ્પથી સણગારતાં હતાં. તેઓનાં વચન ગ્રીષ્મ રૂતુમાં પ્રસન્ન કરતા પવનની પેઠે મન મગન કરનારાં અને કોમળ હતાં.

એ રીતે પ્રેમ રસમાં નિમગ્ન થયલાં તેઓ એમ ઇચ્છતાં હતાં કે તેઓના પ્રેમની વાત ગુપ્ત રહે, કે આ તેઓની આશિકથી કોઈ વાકેફ ન થાય. તેઓ અંતઃકરણથી એમ ઇચ્છતાં હતાં કે કોઈ પણ સૂક્ષ્મ દ્રષ્ટિથી અને અદેખાઈનાં વચનથી એ વાત જાણી જાહેરમાં ન પાડે; અને પરસ્પર પ્રીતમાં ગરકાવ ને મસ્તછતાં તેઓએ એમ નિઃશંક ધાર્યું કે તેઓનો પ્રેમ ગુપ્તજ રેહેશે. તેઓ જેવાં હતાં તેથી કેવળ ઉલટું ડોળ ઘાલવાને તેઓ ચ્હાતાં હતાં. પણ સૂર્યે છાબડીએ ઢાંક્યો ક્યાં સુધી રેહે! ! સહુ કોઈને સ્પષ્ટ માલમ પડયું કે તેઓનાં ખોળીયાં જુદાં પણ પ્રાણ એકજ છે. કે તેઓ કુમળી પ્રીતનાં કઠિણ બંધનથી બંધાયલાં છે.

---

## પ્રકરણ ૩ જું

એ રીતે ઈશ્કમાં દીન ઉપર દીન ગુજારતાં એક દીવસ ચંદા મદન પાસે જઇ ઉભી. તેનું મુખજ ઉદાસી રૂપ અને વિયેગ સૂચક હતું. તેના હોઠ હાલ્યા પણ તેમાંથી શબ્દ નિકળી શક્યો નહીં. તે સરવ સરખી સ્થિર ઉભી રહી. તેની ચશ્મ ફીરસ્તા માફક ચમકી રહી. તેના ગાલ ઉપર ગુલાબી આભાસ દેખાયો ને અલોપ થઇ ગયો. પણ તે ઉભી તે ઉભીજ! મદને તેને આલિંગન દીધું. મદન મલકાયો કે તે કંઈ પ્રેમની વાત કરે પણ એ પણ ઉભો ત્યાંજ ઉભો એનાથી એક ડગલું પણ હલાયું કે ચલાયું નહીં. તે પ્રેમથી પ્રવૃત્ત થયો પણ તેની ચાલ ઉત્તરના હીમ કરતાં પણ વધારે ઠંડી હતી. તેના મુખ ઉપર હર્ષ ખીલી રહ્યો પણ એક જાતની ગુપ્ત ઉદાસીથી તે મદ પડી ગયો. પોતાની વ્હાલામાં વ્હાલી વસ્તુ (માશુક નિકટ છતાં આશકને ઉદાસી શાની? ! પણ એ તો કોઈક વીરલાજ કળી શકે. ખરા આશકને મુખ્યત્વે કરીને માશુક પાસે હોય છે ત્યારેજ ઉદાસી ઉપજે છે.

તેમ મદનસિંહના જીવને માશુકની મુખ ચર્ચા જોતાં અતિ ઉચ્ચાટ થયો. પોતાનો ઈલ્મ, પોતાની અકલ, પોતાની અટકળ અને પોતાનો અનુભવ, એઓ ઉપરથી એણે સ્પષ્ટ જોયું કે પોતાની માશુક કેવા ચોઘડીઆમાં આવી હતી. તેણે એકદમ અફસોસીનો ઉભરો બ્હાર કાઢયો. નિરાશ થયલા મદને વચનથી નહીં (બોલાય તો કયાંથીજ) પણ નયનથી કહ્યું કે "કહે પ્રિયા! શું તું તારા દરશ રૂપી ધનની મગરૂરીમાં ગુલતાન રહેતા પ્રેમ, ઘાયલ મદનને એ આનંદ હરી લઈ, રંક અને અનાથ કરી દેવા માગે છે! આ મઠ, શાળાને પ્રેમ રૂપી વિશ્વકર્માએ અમરાપુરીના સરસમાં સરસ સ્થાનક કરતાં પણ વધારે પ્રિય લાગે એવી કરી દીધી છે તેને તજી તને ગુલ્લાલાથી ખીલેલા બાગની મઝા લેવાનો ઉમંગ થયો છે? શું મ્હારાં ઉદાસ ચાડાંથી કંટાળો પામી જઈ બીજાં હર્ષિત અને પાણીદાર મુખથી તાજી થવા ઉલટ રાખે છે? શું છે તે મને સત્વર વિદિત કર. કેમકે જે દુ:ખ મારા ઉપર ઝુમી રહ્યું છે તેમાં તારી વારે ઘટારો થવાનો નથી." ચંદાએ જરા આંખ તાણી દોષ દીધો કે "પ્રિય મદન! મને કટાર માર કે મારા ઉપર ખંજરનો ઘા કર પણ એવાં વેણ બોલ માં. પાસે કે છેટે, બાગ કે બીઆબાન, જયાં હઈશ ત્યાં મને તારી સુરત વિના મુદ્દલ ચેહેન પડવાનું નથી. તહારી સુરતનાં સ્મરણ રૂપીયું તોફાન વિયોગની વીજળીથી મારા ઉપર એટલું તો ધીકશે કે મારે રૂંવે રૂંવે લોહીનો પશીનો છુટશે ને મારૂં મગજ તપી જશે. પ્યારા! એ બધું પણ ત્હારે ખાતર મારા ઉપર ગુજરે તેથી હું રાજી છું પણ તારા એક વાળને પણ હાલ ન આવે એવું હું અંત:કરણથી ચહાઉં છું. મારો ચેહેરો જો, મારો પ્યાર જો, અને ઉદાસીએ મારા ઉપર કેટલી અને કેવી સત્તા ચલાવી છે તે જો. આપણે નિર્ભાગિ અને દરદિ બુલબુલની પેઠે દર્દના દુહા ખેંચી ખેંચી વિયોગ રડવાને સરજયાં છીએ." જયારે મદને આ વાત સાંભળી તેના મુખ સામુ સ્થિર દૃષ્ટિથી જોયું ત્યારે તે મુર્છા પામ્યો અને તેમાંથી કેટલીક વારે સાવધ થયો. ચંદા પણ ઉદાસ થઇ ઉભી રહી. એટલામાં તે પોતાના ગુરૂનો પડછાયો દેખી ઝબકી, તે

હાલી, તે બોલી, પણ આટલાજ શબ્દ કે “મદન, પ્રિય મદન! મને મ્હારા પિતાએ નિશાળેથી ઉઠાડી મુકી તેડાવી છે.” એટલું કહી તે વીજળીની પેઠે ચાલી ગઈ. મદન હાલ્યો કે ચાલ્યો, બોલ્યો કે ચોંકયો નહીં. આગળથીજ સમજી ગયો હતો પણ તે શું કરે! આજે તે બન્નેના કાળજામાં કારી ઘા વાગ્યો હતો. કેમકે ખરા પ્રેમથી ખરાં પ્રેમી ક્યારે ધરાયાં છે? જ્યારે સુંદર લલનાઓની સત્તાથી મ્હોટા મ્હોટા મુનીવરનાં મન ચલિત થઇ જાય છે ત્યારે સંસારી જીવ તેના આગળ કોણ માત્ર!! મદને ચંદાની સુંદરતા જોઈ હતી. તેનો પ્રેમ પીછાન્યો હતો. તેનુ શશીમુખ નિહાળી નિહાળીને જોયાં કીધું હતું, અને તેથી તેનાં અકળમંદ પણ પ્રેમ દગ્ધ મગજ ઉપર ઘેલછાએ એવો ઝેરી દંશ દીધો હતો કે તે અહોનીશ ઇશ્કમાંજ ગીરફતાર રહેતો હતો.

પણ અપશોચ! જ્યારે હવે વિયોગનો વખત આવ્યો ત્યારે આશક મદનનો પ્રેમાગ્નિ વધારે પ્રજ્વલિત થયો. અને ચંદા પણ તેની પેઠે શોકાર્ણવમાં ડુબી ગઈ. દૈવનો તેઓના ઉપર કોપ થયો તેનો શોક કીધો. ઉઠતાં, બેસતાં, હાલતાં ચાલતાં, ખાતાં પીતાં કે સુતાં તેઓને ચેહેન નહોતું. ચંદા શાળામાં આવી નહીં કે તે મદનને રવ રવ નર્ક જેવી લાગી. તેણે નિશ્ચય કર્યો કે જ્યાં ચંદા ત્યાંજ મારે જવું. પુસ્તકને ને તેના હાથને દુશ્મનાવટ કેમ થઈ, શાળામાંથી તે બહાર શી રીતે નિકળ્યો અને પોતાનો મહાલય વીસરી કેમ ગયો તેની તેને ફોમ રહી નહીં. તે ‘ચંદા’ ‘ચંદા’ કરતો સાવજની પેઠે ફેરબાં ખાતો ગલી ગુંચી ભમ્યો. ગમે તેવી આપત્તિ શોષી તે ચંદાને મળવાની આતુરતામાં હતો; પણ પોતાની પ્રિયાનો કંઈજ પત્તો હાથ ન લાગવાથી તેનું હૃદય ભરાઈ આવ્યુંઅને તે ચોધાર આંસુએ છાતીફાટ રડી પડયો.

હજુ જે દુઃખ સોસવાનું તેના દૈવમાં હતું તેથી મુકત થવાને તે અત્યંત પ્રયત્ન કરતો હતો. પ્રાતઃકાળ થતાંજ તેણે અરણ્યનો માર્ગ પકડયો. તે એક જંગલમાંથી બીજા જંગલમાં એમ ઘણાંક અઘોર વનમાં ભટકયો. તેના કુમળા પગમાં લોહી લોહીઆણ થઈ ગયું. તે દીવાનો બની ગયો. છેવટે તે ચંદાના

મંદીરને માર્ગે પડયો. સત્વર જઇ તેણે ચંદાના બાગના દરવાજા ને આલિંગન દીધું. એમ કરવામાં પોતે કૃતાર્થ થયો એમ તે સમજ્યો; પ્રેમનો અમૃત તુલ્ય કટોરો પીધો એમ તેણે જાણ્યું.



## પ્રકરણ ૪ થું.

જ્યારથી મદન અને ચંદા વચ્ચે વિયોગ પડયો ત્યારથી મદન પ્રકાશ વગરના સૂર્ય જેવો કે સત્તા અને મુગટ હીન મહારાજા જેવો થઈ ગયો. તે હૈયા શોકથી અસ્થિ ચર્મવત બની ગયો. તેના મિત્રોએ તેની ચંદાની લત મુકાવવાને આભના તારા અવની ઉપર ચળકાવવા બાકી રાખ્યા પણ તે સંધુ નિષ્ફળ ગયું. એકવાર મોજ મઝાના ઘેરા રંગમાંથી તે એકાએક ઉઠયો અને "ચંદા ચંદા" કરતો તેણીના મંદીર ભણી વળ્યો. ત્યાં જઇ ને જોતાં તેણે ચંદાનો મહાલય અને બાગ બંધ અને ઉજ્જડ જેયાં! ચંદા ત્યાં નહોતી. તેણે હજારો બુમ પાડી પણ ચંદાના પ્રેમ યુક્ત શબ્દ તેના સાંભળવામાં આવ્યા નહીં. સઘળું સુનકાર જેવું માલમ પડ્યું. એકાદુ રાની પક્ષિ પણ ત્યાં તેના જેવામાં આવ્યું નહીં કેમકે તે પણ ચંદા ન હોવાથી તેની લતા મંડપ તજી ગયું હતું.

આ સમયે ચંદા તેને મોસાળ મોકલી દેવામાં આવી હતી. તેના પિતાને મદન અને ચંદાની પ્રિતિ વિષે સુચના થઈ હતી તથી તેણે હાલ તરત દીવાના મદનના જાણીતા મકાનમાં ચંદાને રાખવી નહીં એવો નિશ્ચય કરી પોતાનો સઘળો સામન સરંજામ બહાર કહાડી મેહેલ બંધ કરી એક બીજાજ મકાનમાં નિવાસ કીધો અને ત્યાંથી પણ ચંદાને તરત તેના મામાને સોંપી ખસેડી. આ ધારણાની ઠેકિ પણ લગી ચંદાને ખબર પડવા દેવામાં આવી નહોતી, નહીં તો તે પોતાના બહાવરા આશકને સમાધાનિ મળે એવી કંઇ પણ તજવીજ કરત. જતી વખત તેના મનમાં એકજ ઉદાસી ભરેલો વિચાર આવ્યો કે મારો પ્રિય મદન મારે માટે માથું પટકી પટકી ભટકશે. મને શોધી

કાહાડવા પોતાનો પ્રાણ પાથરશે, વિયોગનાં હૃદય વેધક ગીત લખશે અને ગાશે પણ તેને મારો પત્તો કેમે કરયો લાગશે નહીં. આવા વિચારમાં ને વિચારમાં તે પોતાને મોસાળ આવી પ્હોંચી. અહીં તેના પિતાના કહેવાથી તેને ભારે જાપતામાં રાખવામાં આવતી હતી. બહારથી તો તેને લાડ લડાવવામાં કશી ખામી હોય એમ માલુમ પડતું નહોતું પણ અંદરખાનેથી જોતાં તેના ઉપર દુઃખનાં ઝાડજ ઉગવાં બાકી રહ્યાં હતાં અને તેથી તેનો મદન પ્રતિ પ્રેમ ઘટવાને બદલે ઉલટો દીન પર દીન વધતો જતો હતો. તેના ઉપર જે આપત્તિની ગર્જના થઈ રહી હતી અને ભયનાં અભ્ર ઝુમી રહ્યાં હતાં તેની જો મદનને લેશ માત્ર પણ ખબર હત તો તે પવન જેવો ત્વરિત નહીં પણ પર્વતવત સ્થિર થઈ જાત.

મદને ચંદાના ખાલી મંદીરમાં અને તેને લગતા બાગમાં તે નાજુકની શોધ કરી. બુમ પાડી પણ તેનો મધુર સ્વર તેના સાંભળવામાં નજ આવ્યો. જેમ જેમ વધારે જોરથી તેણે ચંદાને બોલાવી તેમ તેમ વધારે જોરથી એના એજ શબ્દ કઠોરપણે તેની છાતીમાં વાગ્યા. તેના સ્વાભાવિક રીતે ગુલાબી પણ હાલ ફીકા પડી ગયલા ગાલ ઉપર આંખની વાટે વરસતો દ્રવ ચળકવા લાગ્યો. ઘટ ઝાડી અને ભયંકર ખીણમાંથી પસાર થતાં તેણે પોતાનું દર્દ જડ ખડક પાસે પણ ગવડાવ્યું. એનું દુઃખ જોઈ પાષાણ પણ પીગળ્યા! તે ઝીણે સાદે બબડતો ગયો કે "સુંદર ચંદા! શું તે હમેશને માટે ગઈ! શું તે મને આમ વિયોગના ધામમાં સીઝાવા દેશે! શું તે મારા દ્રઢ અને નિર્મળ પ્રેમને જરા પણ નહીં લેખવે! કદી નહીં. કદી નહીં- એમ હોયજ નહીં." એ રીતે બબડી લઈ તે પરોઢીયાની લેહેરને નીચે પ્રમાણે કહે છે:—

" અરે પરોઢીયાની લેહેર તું તારા જેવી તાજી અને મધુર મારી માશુક ચંદાને મળી તેના ચળકતા વાંકડા વાળમાં પ્રવેશ કરતાંજ મારી કોમળ પ્રીતની તેને ખબર કરશે? પ્રથમ તે પ્રિય સુંદરીની વળખાતી લટના મઘમઘાટનાં વખાણ કરી પટાવીને તેને આટલું કહેશે કે ત્હારા વિયોગની ઉદાસીમાં ત્હારો

આશક દીવાનો બની ગયો છે અને તેણે એવો સંદેશો કહા-વ્યો છે કે તારી મનોહર મૂરતી દીવસે કલ્પનામાં અને રાત્રીએ સ્વપ્નમાં હમેશાં તેની દૃષ્ટિ આગળથી ખસતી નથી. તારા મા-ણક જેવા લાલ અક્ષરથી ઝરતું અમૃત પીવાને તેનું મન અ-સ્તુ થઇ ગયું છે! એવા ગાંડા ગાંડા વિચારમાં ને વિચારમાં તે થાકયો પાકયો મધ્યાન્હવેળા જરા ઝોકયો. પાછો, ચંદાનાજ ના-મનો જાપ જપતો ભટકતો આથડતો સાંજને સમયે લોથપોથ થઈ અરણ્યમાં પડયો અને નિંદ્રાદેવીને વશ થઈ ગયો. પણ એ નિદ્રા કેમ કહેવાય. ઉઠે, પડે, બેઠો થાય. ચંદાને ઝંખે, અને તેના નામથી વન ગજાવી પાછો સુઇ જાય. વળી એમનું એમ.



## પ્રકરણ ૫ મું.

પરોઢીયું થતાંજ સુનેરી પ્રકાશથી રૂપેરી ઉજાસના ચળ-કતા તારાને સુર્યનારાયણે અસ્ત કર્યા. પૃથ્વિસુવર્ણમય થઇ ગઈ પવનની આરોગ્યતા લાયક લેહેર મંદ મંદ શીતળ આવવા લા-ગી. મદન ઝબકી ઉઠયો. હાલ તે પોતાનું ભાન ભુલી ગયો હતો હાલ તે પોતાના મિત્ર અને સંબંધી વીસરી ગયો હતો. તેને માત્ર ચંદાનુંજ સ્મરણ થતું હતું. પાછો તેણે ચંદાના મહા-લયનો માર્ગ પકડયો. તેણે પવનના વેગે ચાલવા માંડયું. ચાલ-તાં ચાલતાં તેણે વિયોગનાં કેટલાંક મસ્તગીત ગાયાં અને તેના આગલા વિચાર પાછા તાજા થયા. તેણે કલ્પાંત કીધું, તે અધી-રો થયો, અને તેનું ચિત વ્યગ્ર થઈ ગયું. થોડીવારમાં તે પાછો વિચારના તારમાં પડી ગયો. તેણે ઝંખનામાં ચંદાની છબી જો-ઈ. તે પૂર્ણિમાના ચંદ્ર જેવી સૌંદર્યથી ભરપૂર હતી. તે પ્રાત:કાળ ના સુગંધી યુકત પવન જેવી તાજી હતી. તે ગુલાબની કળી જેવી ખીલતી હતી. તે દેવાંગના જેવી સરળ અને શાન્ત હતી. અને તેના લાંબા કેશની લટો કાળી નાગણ જેવી જમીન ઉપર બે દરકારીથી હાલતી હતી. એવી ચંદાની છબી જોઇ તેને જરા શાતા વળી. વળી તેણે ચાલવા માંડયું.

મદનના મિત્ર જેમને એના આ કારી ઘાની ખબર હતી તેઓ બધા એના સ્વભાવમાં અને એની રીતભાતમાં એકાએક આવો ફેરફાર થઈ ગયેલો જોઈ બહુ ઉદાસ થયા અને તેમણે એને દીલાસો દેવાનું બહુ પ્રયત્ન કીધું. તેઓ એક પછી એક એમ જુદે જુદે વખતે શોધ કરી તેને મળતા અને ધીરજ તથા આશા આપતા પણ તે બધું એના ચિતની ચાતકકે ચંદા તેના વિના એને ભાગ્ય વિનાના માનવી જેવું નિસ્તેજ ભાસ્યું! તે હવે પોતાના ઈષ્ટ મિત્રને તેઓ પોતાના પ્રેમમાં આડખીલ કરનારા છે, એમ ગણવા લાગ્યો, તેનો એકાંતવાસ પ્રસન્ન પડવા માંડયો. પણ તે એકલો નહોતો. તેનો અકેકો તરંગ જે તેના સેંકડો મિત્ર કરતાં વધારે દૃઢ અને પ્રેમ વર્ધક હતો તે અહોનિશ એની સાથે લાગેલાજ હતા. પ્રસંગે પ્રસંગે રાતને સમયે ઝબકીને તે દુઃખના દુહા દર્દથી ગાતો તે સાંભળી એના ખરા મિત્ર ચોંકતા હતા. તેઓ મદનનું પ્રેમ, દગ્ધ મગજ જે આગળ અક્કલનો ખજાનો હતું તે, શાંત પાડવામાં ફતેહ પામ્યા નહીં ત્યારે શેવટે તેઓએ મદનની સ્થિતિ તેના પિતાને કહ્યું:— "તરૂણ મદન ઉપર પ્રેમે અગ્નિની વૃષ્ટિ કરી છે. તેનું નૂર પલટાઈ જઇ તે કાળો ઠણક પડી ગયો છે." આ વર્તમાન સાંભળી તેના પિતાએ તેને દિલાસો દેવાનું પ્રયત્ન કીધું. તે કુલીન ઉદાર અને અનુભવી વૃધ્ધે તેને સલાહ અને શિક્ષા આપી તે પણ ફોગટ ગઇ. તેણે પોતાના પિતાનો એક શબ્દ પણ સાંભળ્યો નહીં. તેણે પોતાના પિતાના સામું પણ જોયું નહીં. પણ એમાં એનો શો વાંક! ! પ્રેમાગ્નિથી પિડિત અને વ્યગ્ર થઇ ગયલું મન વિવેકની સત્તાનાં કોઈ વાર પણ રહ્યું છે!

નિરાશ, ખિન્ન અને દયાળુ પિતા બોલ્યો કે "ભાઈ તારી આવી ચાલ અને તારા આવા હાલથી મ્હારૂ નાક ભમરમાંથી વ્હડાઈ જશે! મારાં કુલીન નામને કલંક લાગશે! મ્હારી મ્હોટી મ્હોટી આશાઓ જમીન દોસ્ત થઈ જશે! મારાં કુળ રૂપી પ્રૌઢ અને બુલંદ વૃક્ષની તું રૂપી મુખ્ય શાખાને પ્રેમ કીડો લાગ્યાથી તે સડી નાશ પામશે! અને મારા શત્રુમાં મારૂં હસીડું થશે."

જ્યારે આવાં વચનથી પણ પોતાના પુત્ર ઉપર કંઈ અસર થઈ નહીં ત્યારે તે નિરાશ થઈ પોતાના મહાલયના અંત:પુરમાં ગયો અને પોતાના પુત્રનાં આંસુ સુકવવાને પોતે શી રીતે શક્તિમાન થાય એ વિશે પોતાની પ્રેમાળ પત્નિ સાથે ગોષ્ટિમાં પડયો. જે પુરૂષે રાજ્ય શીવાયની બીજી કોઈ પણ જાતની ખટપટમાં માથું ઘાલેલું નહીં, જેની લાંબી ઉમ્મર પોતાની પણીએત પત્નિઓ સાથેજ વિવેકના ઘરમાં રહી ગુજરેલી તેણે આ પ્હેલીજ વેળા પ્રેમની ઉઘાડી વાત કરી અંત:પુરને ચોંકાવ્યું. સઘળી સ્ત્રીઓ ધ્રુજવા લાગી. તેના ભવ્ય મુખ આગળ એક શબ્દ કહાડવાની કોઈની જરા પણ હિમત ચાલી નહીં. તેણે એક પછી એક સઘળી રાણીઓને પ્રશ્ન કર્યા કે પોતાનો પ્રકાશિત પુત્ર રૂપીઓ ચંદ્ર કયા કારણને લીધે ઉંચી સ્થિતિમાંથી આટલો સત્વર રજમાં પડી ગયો છે? શેવટે એક શાણી રાણી ઠાવકાઈથી કહેવા લાગી કે:— "પ્રાણનાથ! મદનનું દૈવ નિર્માઈ ચુકયું છે. તેનાં નેત્રે પોતાના પ્રાણથી અધિક પ્યારી માશુકની મરોડદાર અને મોહિનીમય છબી જોઈ છે, તેનો આત્મા પેલી ચતુર ચંદ્રાના મોહ પાશમાં ફસાઈ ગયો છે ત્યાં આપણે શો ઉપાય કરી શકીએ? ઈશ્કમાં મચી પોતાની પ્યારીને "પ્રેમ પાન" "પ્રેમ પાન" એમ લવતાં લવતાં પ્રાણ ત્યાગ કરવાને સરજેલા ઘાયલ આશકને શાથી કાંમ વળે? બીજા કશાથી નહીં પણ પોતાની મનોહર માશુક મળવાથીજ અને એમાં એને પોતાના ઉદાર પિતાની સહાયતા જોઈએ કે જેથી તે પોતાની પ્રાણ પ્રિયા જોડે પ્રીતની ગાંઠમાં સંકળાય. એની ઘેલછા મટાડવાનો એજ ઉપાય છે."

લાડ ઘેલા મદનની માતા એમ બોલી એટલે બીજી સ્ત્રીઓએ પણ તેનાં ભાષણને પુષ્ટિ આપી. બધી સ્ત્રીઓની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં પરંતુ તેમના ઉમરાવ પતિએ પોતાના મનનું સમાધાન કરી તેમને પણ દિલાસો આપ્યો. તે પોતાની સ્ત્રીઓનાં ઉદાસીયુક્ત પણ મીષ્ટ) વચનથી ઠંડો પડયો. તેનામાં ઉમંગ ઉલટયો. તેણે તેમનું કહેવું સ્વિકાર્યું. અને મદનની મા-

તાના કહેવા પ્રમાણે ચંદાના પિતાને મળી મદનની ઉદાસી ટાળ-વાનો ઉપાય યોજવાનો નિશ્ચય કીધો. તેણે પોતાનાં તમામ મા-ણસોને પ્રવાસનો સરંજામ તથા ઘોડા તૈયાર કરવાની આજ્ઞા આપી.



## પ્રકરણ ૬ ઠું.

તેની આજ્ઞા પ્રમાણે થોડા સમયમાં એક ન્હાંનું સરખું લશકર તેના મહાલયના દરવાજા આગળ તૈયાર થયું એટલે તે મહારાજે ઘોડા ઉપર સ્વારી કરી વાધવા માંડયું. તેણે પોતાના સઘળા રીસાલા સાથે પેલી મોહિનીમય કુમારિકા ચંદાના મંદીર ભણીનો માર્ગ પકડયો.

ચંદાના પિતાએ દુરથી રજના ગોટે ગોટ જોઈ તે વિશે પુછપાછ કરવા માંડી, અને એ લોકો નિકટ આવ્યા કે સત્વર સવાલ કીધો કે તમે અહીં આવ્યા છો તે મિત્રભાવે કે શત્રુ-દાવે? તમે જે હેતુથી આવ્યા હો તે મને અહીંજ જણાવો કેમકે સ્વિકારેલા મિત્ર વિના મારી હદમાંથી હું કોઈને પસાર કરી જવા દેનાર નથી. જ્યાં લગી હું તમારા હેતુથી વાકેફ થાઉં ત્યાં લગી હવે એક પણ ડગલું તમને આગળ ભરવા દેનાર નથી. આ અટકાવ થતો જોઇને માનસિંહનું અભિમાન જાગ્યું. તેના શરીરમાં અરૂશ્યશર પેઠું તો પણ તેણે પોતાના દીલનો ઉભરો દાબી રાખી નમ્રતાથી ઉત્તર દીધો કે “હું મિત્રાઈ દાવે આવુંછું અને લોહી તરસ્યા જંગ અને કીનાને બંધ કરવા ચાહું છું.” પછી ચંદાના બાપને યુક્તિ અને દાનાઈથી સમજાવ્યું કે “હ-મણાંજ શાદીની ધામધુમનો રંગ મચાવવાને હું ઇચ્છું છું. મ્હારા એકના એક સૂર્ય જેવી કાન્તિના તરસ્યા પુત્રે તારો લીલી કુંજર હરીઆલીવાળો ચંદારૂપી સ્વચ્છ ઝરો જોયો છે અને પ્રત્યેક સ્વ-ચ્છ અને પ્રકાશિત ઝરો તરસ્યાંને હર્ષ અને આરામ આપે છે માટે એ સરસ ઝરો તે ચાહે છે અને જાએ છે. હું સત્તાવાન, કીરતિમાન, ધનમાન અને કુળવાન છતાં તેની ખાતર શરમિંદો મ્હોએ તેનું દૈવ મારાથી ઉતરતી પાયરીનાં કુળ જોડે જોડવાને

એ મારો ધર્મ છે એમ સમજી પ્રતિષ્ઠાની સાથે ઘણી નમ્રતાઈથી વિનંતિ કરવા આવ્યો છું. હું જાતે મારા ચાકર નફર, સીપાઈ સપરા, સાથે તારા મકાન ઉપર ચઢ્યો છું અને તારી સાથે મક્કમ દોસ્તિદાવો બાંધવા ચાહું છું. મ્હારૂ કુળ કાબેલિઅત અને બહાદુરીને માટે આખી આલમમાં મશહુર છે અને તે સબંધી કંઇ કહેવાની કે કોઈની ભલામણ આપવાની ગરજ કે જરૂર હોય એમ હુ ધારતો નથી. દોસ્તિ કે જંગ એ બેમાંથી જે બાબત તરફ મારા મનનું વલણ થાય તેમાં હું ટકી રહેવાને સમર્થ છું. ખજાનો અને હથીઆર મને જંગલના જંગની જેડુ મતમાં પુરતો આધાર આપશે વાસ્તે જંગની વાત મુકી દઇ મ્હારી પેઠે તું તારી પુત્રિને સુખી કરવાને સાવધાન થા. તું સોદાગર ભટકતા સરદાર જેવો છે અને હું ખરીદદાર છું. માટે જો તું અકલમંદ હોય તો મારૂં કહેવું સ્વીકાર, તારી પુત્રિ મારા પુત્રને આપ અને મુલકગીરી મેળવ."

ચંદાના પિતાએ મદનના પિતાનું અહંકારનું ભરેલું ભાષણ નરમાસથી સાંભળી ઉત્તર દીધો કે:—

"પરણ, મરણ ને અવતરણ આપણા હાથમાં નહીં પણ ઇશ્વરના હાથમાં છે. આપણે કંઇ કામ સારૂં ધારી કરીએ તેમાં પાછળથી વેળાએ ખતા ખાઇએ છઇએ માટે હાલ ઉતાવળ કરવાની કંઇ જરૂર નથી. એવી બાબતમાં હમેશાં ઘણી બારીકીથી વિચાર કરવો અગત્યનો છે પછી તો દૈવ બળવત્ર છે. ઘેલછામાં કંઇ પાપ રહ્યું નથી તેમજ કંઇ અપરાધ રહ્યા નથી પણ જાણી જોઇને તેની સાથે પ્રીતીનો સબંધ કરી પેટ વલોરીને સુળ ઉભું કરે એવો કોણ છે? ત્હારા પુત્રનું મન ચલિત થઇ ગયુ છે તેની શુદ્ધિ બુદ્ધિ ઠેકાણાસર નથી; માટે તેનું મન પેહેલાંથીજ ઠેકાણે રાખી જગતમાં તેની અપકિર્તિનો એક સરખો ધ્વનિ ચાલી રહ્યો છે તે બંધ પડવો જોઈએ. તું ધનાઢ્ય, સમર્થ અને પરાક્રમિ છે તો તારૂં ધન, મન અને તન ત્હારા એકના એક પુત્રનું મગજ ઠેકાણે લાવવામાં તારે વાવરવાં જોઇએ. તેની બુદ્ધિ ખાળે ન તે પાછો શાંણો થાય એટલા માટે ત્હારે ઇશ્વરની

પ્રાર્થના કરવી જોઇએ. પણ જ્યાં સુધી તેની સ્થિતિ હાલ જેવી છે તેવીને તેવી રહે ત્યાં સુધી ફરીને આવી વ્યર્થ વિનંતિ કરી મને શરમમાં નાંખી હેરાન કરીશ નહીં. એ કારણને માટે હું તારૂં માગું સ્વિકારવાને શક્તિમાન નથી તે તારા દીલમાં રાખ અને મને વધારે શ્રમ ન આપ. હવે હું ચંદ્રાને તેના મોસાળથી લઇ મારા નિર્ભય કિલ્લામાં જઇ રહું છું કેમ જે હરામી દુશ્મનની સામાં ટાણાસર ત્રેવડ કરવી જોઇએ."

રણધીસિંહનું થંડુગાર ભાષણ સાંભળી માનસિંહના આખા શરીરમાં અગ્નિ પ્રજ્વલિત થયો પણ તેના મુખનો રંગ ઉડી ગયો. જેને જન્મથી માંડીને હાલ જરા આવતા સુખમાં કોઈવાર જરા પણ અપમાન મળેલું નહીં તેને પોતાનાથી ઉતરતી પંક્તિ સત્તા, ધન અને પરાક્રમના પુરૂષ તરફથી આવાં વચન સાંભળી સહજ બહુ ખેદ થયો અને ક્રોધ થયો પણ તે ઉંચા મનના મહારાજાએ જુસ્સો દાબી રાખી પોતાના સીપાઈ સપરાંને ઈશારત કરી પોતાના મહાલયની સત્વર વાટ લીધી.

———o———

## પ્રકરણ ૭ મું.

માનસિંહ નિરાશ થવાથી તેના મહાલયમાં ઉદાસી છાઇ રહી. જે માશુકને મદન તન મન અને ધન કરતાં અધિક ચહાતો હતો જે નાઝની ઉપર તે ફીદા થઈ ગયો હતો તેનાજ પિતાએ જ્યારે તેની ખીલની આશાની કળા ઉપર જ્વાળામુખી પર્વત નાખ્યો ત્યારે તેનું ચલિત મન ઠેકાણે લાવવાને તેનાં સગાં સબંધી હવે શો ઉપાય કરે! આ તેની ભુલ સુધારવાને તેઓ શું યુક્તિ લડાવે! જ્યારે મદનના દર્દને લાગુ પડે એવી આબાદ દવા જે ચંદ્રા તે મળી શકી નહીં ત્યારે તેનાં માત પિતા વિગરે લાગતાં વળગતાંએ તેને જાદુનાં મંત્રેલાં માદળીયાં પેહેરાવ્યાં કે કોઈ રીતે તે ચંદ્રાનાં સગાં વ્હાલાંના મનને મોહિનીમય માલમ પડે. પણ તે સંધુ નિષ્ફળ ગયું ત્યારે તેઓએ મદનને "તને ત્હારી પ્રિયા મેળવી આપીશું" એમ કહી કહી દીલાસો દેવા માંડયો અને તે દરમ્યાનમાં તેઓ કોટિ કોટિ રતિને લ-

જટે એવી એજ કામિની તેની પાસે લાવ્યા ને તેને કહ્યું કે "આ સુંદરી જો અને તારા ચંદા વિષેના સઘળા ગાંડા ખ્યાલ ને મનથી તદન વેગળા કર. આ ચતુરા જેના આગળ ચંદા જેવી હજારો લલના પાણી ભરે તેને તારાં નયનમાં સમાવી રાખ. તારી ઉદાસી રૂપી અંધાર રાતને આ લલના રૂપી પૂર્ણ ચંદ્રથી પાયમાલ કર.

આવાં વચન કાને પડતાંજ મદનને નખથી તે શીખા લગી અગ્નિ વ્યાપી રહ્યો. તેનું મુખારવિંદ કરમાઇ ગયું અને તેને ચંદાનું સ્મરણ પ્રથમના કરતાં વધારે જાગૃત થયું. તે પોતાના માત પિતા, સગા સબંધી, મિત્ર મંડળમાંથી એકદમ ઉઠયો, તેણે પોતાના હાથ પછાડયા, જામાના ચીરે ચીરા કરી નાખ્યા અને માથુ પટકી અઘોર અરણ્યનો માર્ગ લીધો. ત્યાં ચોધાર આંસુએ વિલાપ કરતાં કરતાં અને ચંદાના નામનો જાપ જપતાં જપતાં. તેણે ભટકયા કીધું. ઝાડી અને જંગલમાંથી "ચંદા, ચંદા" એજ અવાજ નિકળતો હતો.

( શિખરિણી. )

વિના ચંદા વ્હાલી, વલવલી રહ્યો છે મદન રે.
દીવાનો ભટકે તે, વન જઇ તજી દઇ સદન રે.
નથી શુદ્ધિ બુદ્ધિ, નથી રહી કંઇ શક્તિ શરીરે.
નથી શાન્તિ મનને, નથી મુખ ઉપર નૂર જરીરે.
જી દહાડેથી લીધી, મીઠડી મુજ પાસે થકી રજા.
તી દહાડેથી ગાલે, તજી દીધી ગુલાબી થઇ ખફા.
લિએ છે ખુબી શું!, ઈશક તણી ખુબ સૂરત તું ગુલ.
જુલમ જાલમ જાણું, ફક્ત રહેલો રાંક બૂલ બુલ.

---

ઉજજડ જંગલમાં ભટકતા મદનનો ચ્હેરો ને શરીર તમામ ગીરદથી ભરાઈ ગયાં હતાં. અતિશય કલ્પાંતથી થાકી જઈ તે લોથપોથ થઈ ગયો હતો. પોતાની પ્રિયાનો પત્તો ન લાધવાથી તે પોતાની જીંદગીથી કેવળ કંટાળી ગયો હતો. એવીજ હાલતમાં તે વનના વધારે વેરાન અને અજાણ્યા સ્થળમાં

ઉંચા ઘાસની અંદર સુઈ ગયો અને એક જંતુની પેઠે તેમાં ઢં-કાઈ રહ્યો. જે ખીચોખીચ આવી રહેલાં ઝાડવામાંથી આ-સમાન પણ ભાગ્યેજ દેખાતું તેવાં ઝાડવામાંથી દર્દની ગર્દમાં રોળાઈ રહેલા મદને દયા ઉપજે એવા સોકકારક અવાજમાં દીલનો ઉભરો નીચે પ્રમાણે કહાડયો:—

( રોલા. )

મુજ મકાનની રાહ, મુને લાગે અંધારી
રોશની એક તું વિના, ચતુર ચંદા મુજ પ્યારી.
શોભત કદિ તુજ સંગ, સુખી હત આજ હું કેવો,
જુદાઈની જંજાળ, થયો કંગાલ શું ઘેલો!
પ્રેમ બીલોરી જામ, પીવા મન હુંતો ઉમંગિ.
પડી ગયો થઈ ચુર્ણ, થયો છું આશાભંગિ.
નથી અનુભવી આફત, જેમણે જીંદગિમાંહી
શું સમજે આ દર્દ, જેથી પીગળે મરદાઈ.
રોમ રોમ અંગાર ઝરે છે, નથી રહેવાતો
ચંદા વારિ મળે, મદન થાયે મદમાતો.



## પ્રકરણ ૮ મું

ચંદાને બદલે બીજી સુંદરી બતાવવામાં આવ્યાને લીધે જ્યારથી મદન પોતાને મહાલયથી નાશી ગયો હતો ત્યારથીજ તેનાં મા બાપ વિગેરે તેની શોધમાં લાગ્યાં હતાં. જેને જે ર-સ્તો ફાવ્યો તે તેણે લીધો પણ મદનનો તદન પત્તો લાગ્યો નહીં. એટલે તેઓ નિરાશ થઈ સંધાં પાછાં ફરતાં ઠેરવેલી મુ-દતે ઠેરવેલે મુકામે એકઠાં થઈ ઉદાસ અને આતુર ચ્હેરે ઈશ્વરની પ્રાર્થના કરતાં હતાં. એ પ્રાર્થના ઈશ્વરે સાંભળીને સ્વિકારી હોય એમ જણાયું. કેમ જે જયાંને તે બધાં ઈશ્વર સ્તુતિ કરી રહ્યાં કે તરતજ માનસિંહની દૃષ્ટિ ઘાસમાં કંઈ સળવળાટ થયો તે ભણી ગઈ અને પછી પોતાના પુત્ર મદનસિંહ ઉપર પડી. તેણે એને કેવી સ્થિતિમાં દીઠો! એ આંસુથી ગરક્કાવ ખીચો

બીચ ઉગેલા ઘાસમાં બે ભાન છુપાઈ પડયો હતો! એના આખા શરીર ઉપર ઉદાસીની છાયા પસરી રહી હતી. એનો જામો એના ચ્હેરાની પેઠે ઝાંખો ને મેલો થઈ ફાટી ગયેલો હતો. એણે નેત્ર મીચેલાં હતાં કે રખે ને તે ઉઘડે તો, તેમાં ઠરી રહેલો ચંદાની તસ્વીર નિકળી જાય. એ ગભરૂના ગુલાબી ગાલ છેક કરમાઈ ગયા હતા. જોતાં વારનેજ માનસિંહે નિશ્વાસ મુકી છલંગ મારી અને તે મદનને પોતાના ખોળામાં લઈ ન્હાના બાળકની પેઠે છાતીફાટ રોયો. એમ કરવાથી મન જરા આસુદુ થયા પછી તે એને ઘાસમાંથી બ્હાર લાવી પાલખીમાં બેસાડી પોતાનાં મંડળ સાથે આસતે આસતે પોતાના મેહેલ ભણી વળ્યો જ્યાં તેઓ થોડે દ્હાડે સાહી સલામત આવી પહોંચ્યા.

પોતાના પુત્રની શોધ કરી તેમાં તેનો પત્તો લાગવાથી પોતાનો શ્રમ સફળ થયો જોઈને માનસિંહને કેવળ શાતા થઈ નહીં. મદનસિંહનું ચિત્ત હજુ ચણીઆરામાં બેઠું નહોતું અને જ્યાં સુધી તે દીવાનો રહે ત્યાં સુધી વૃદ્ધવીર માનસિંહને સ્વભાવિક રીતે શાતા થાયજ નહીં. ઘરનો વડો વિશ્રાંતિમાં નહીં એટલે માણસ કુણસ તે કયાંથી હોય? સઘળાં એકઠાં થઈ પ્રભુની પ્રાર્થના કરતાં કે:—

"હે રાય તેમજ રંકની સામાન્ય રીતે પ્રતિપાલના કરનાર! આ દૈવહીન તરૂણની અક્કલ પાછી ઠેકાણે લાવ! તારા પ્રતાપી નામ સ્મર્ણ આગળ વિપત્તિ શી વીસાતની છે! માટે એ દયાસિંધુ! હમારી નમ્રસ્તુતિ તારે શ્રવણે ધર અને હમારા કુળનું ડુબતું નાવ સાંગોપાંગ કીનારે આણ!

તારી કૃપા થઈ ત્યારેજ સુદામાનું દારિદ્ર ગયું! તારી ઈચ્છા થઈ ત્યારેજ અધમ અજામેળનો સ્વર્ગે વાસ થયો! તારી દયા થઈ ત્યારેજ દુષ્ટ. કૌરવનો પરાજય થયો અને પાંડવો જય પામ્યા. એજ રીતે એ સર્વ વ્યાપક સર્વ શકિતમાન તું હમારા ઉપર કરૂણા કર અને પ્રેમાગ્નિમાં પ્રજવલિત થયલા આ તરૂણનું મગજ પાછું ઠેકાણે લાવ!"

સંધાએ આ રીતે સ્તુતી કરી અને તે ઇશ્વરને શ્રવણે પડી ચુકી છે એવી દ્રઢતા ધારણ કરી તેઓએ પ્રવાસની લીલા જોઈ મદનનું મન પાછું તાજું થાય એવી ધારણાથી યાત્રા કરવા જવાનો નિશ્ચય કીધો.

પ્રવાસ યાત્રા, વ્યાપાર વિગેરેમાં ગુંથાવવાની રૂતુ હમણાં ચાલુજ હતી. સોદાગરના કાફલા દીનપર દીન જુદે જુદે મુલકે જતા હતા. સરદારો રાજ્યના બંદોબસ્ત સારૂ લશ્કરની ટુકડીઓ કરી તે સાથે સરહદો પર નીકળી પડયા હતા. ભાવિક ભકતો પૂર્ણ ભકિતભાવથી પુણ્યનો ખરો માર્ગ એજ છે એમ પ્રમાણી યાત્રા કરવા બ્હાર પડયા હતા- એ રીતે હજારો આદમી પોતાનાં કામકાજ ખાતર, પછી વ્યાપાર, યાત્રા કે યુદ્ધને માટે સમુદ્ર કે પૃથ્વી ઉપર પ્રવાસ કરવા નિકળ્યા હતા. માનસિંહ મહારાજનું મન પણ પ્રવાસ કરવા પ્રવૃત્ત થયું. તેની આજ્ઞા થતાંજ ચાકર નફ્ફર અને વાહન વિગેરે તૈયાર થયાં. ઉંચા,ઝનની ટેકા રજપૂત સવારો જીન વગરના ખુલ્લિ પીઠવાળા ઘોડા ઉપર ચઢી બેહેલા હતા. આ બધી ધામધુમની વચ્ચે મદનસિંહને લાવી એક કિંમતિ પાલખીમાં સુવાર્યો. દૈવની ચમત્કૃતિ કેવી અકળ છે! જેણે પોતાની આગળની જીંદગી મસ્ત અને મજબુત પઠાઓમાં ગુજારેલ! અરે! જે તરવાર, કટાર અને ધનુષ બાણ સાથે ખેલતો! અરે જે શૂરા સિંહનો વારસ તેજસ્વિ અને ચપળ! તે ઈશ્કની આગમાં તવાઇ જઈ એક બાળકની માફક પાલખીમાં પોઢયો! જેણે પહેલાં પ્રત્યેક પ્રસંગે પોતાના રસાલાને પ્રવાસમાં કે મૃગીઆમાં ઝડપ અને ચંચળતાથી પાછળ પાડી આશ્ચર્ય પમાડેલા તે આજ તેઓની સહાયતાથી પાણી પીવાને શકિતમાન થતો. તૈયારી થઈ રહી કે સઘળાંને આગળ વાધવાની આજ્ઞા થઈ. તેઓ મુકામે મુકામે રહી આખરે યાત્રાને સ્થળે આવી પ્હોંચ્યા. જેને જેને માનસિંહની ઉદારતાનો કે મહાનતાનો કે સુસ્વભાવનો અનુભવ થતો તે દરેક જણ એમ અંતઃકરણથી કહેતું કે “ઈશ્વર એમની મન કામના સફળ કરો અને એમના પુત્રને પાછી બુદ્ધિ બક્ષી આરોગ્ય રાખો!” કેટલાક અજાણ્યા એની નાજુકાઇ

અને સુંદરતા જોઈને ઘણો અચંબો પામતા અને વિચાર કરતા કે જેને માટે માનસિંહ મહારાજ આટલો બધો તન તેમજ ધનનો વ્યય કરે છે તે તે કોણ હશે! પણ તે માનસિંહનો પોતાના હૃદયમાં રકત કરતાં વધારે વ્હાલો પુત્ર હતો એમ તેઓ જાણતા નહોતા એટલે તેઓને એવો ખયાલ ઉઠ એમાં કાંઈ નવાઈ જેવું નહોતું.

મદનસિંહને લઈને તેનો પિતા પોતાના અસબાબ સાથે મ્હોટે મ્હોટે પૂણ્ય તીર્થે ફર્યો પણ તેની ઉમેદ હાંસલ થઈ નહીં. અને તે નિરાશ થઈ પોતાને મેહેલે પાછો આવ્યો. આવ્યાને થોડા દહાડા થયા પછી તે એક દિવસ મહાલયમાંના મદનના ઓરડા આગળની અટારી ઉપર વિચાર અને ચિંતામાં ઉભો હતો એવામાં તેણે મદનને મંદ મધુર સ્વરે મલકાતે મ્હોએ નીચે પ્રમાણે ગાતો સાંભળ્યો તથા છુપી રીતે જોયો.

( આર્યા )

હે પ્રભુ તવ બલિહારી, જોઈ દુઃખિ પણ બનેષ આનંદી.
કો નથી જાણતું બુદ્ધિ, પુત્ર તણી કે પિતા તણી મંદી.
આસપાસમાં સહુકો, મમતાળુ માનસિંહ ઉરકેરે.
નિમગ્ન થઈ ચિંતામાં, વલવલીને ઈશ તણો સુપાય પડે.
ભિતર તણી જે વ્યાધી, લેપ થકી તે ટળાવી કેમ ટળે.
બાહ્ય પચાર સંધા કરતાં, ચંદા વિના કદી ન વળે.
નથી આ મોહોબત કાચી, પળ પળમાં દેતી પ્રેરવી મંન.
દઢ સત્ય પ્રેમ જવાળા, રોમે રોમે રહી પસરી તંન.
વિરહાગ્નિમા જળ તો, તો પણ રહું છું સુખી ચીઠીતાને.
તાનથી મુક્ત થતામાં, પર્યંત દુઃખના કરે છ બેભાને.

આ સાંભળીને માનસિંહના આંઝા છેક ગગળી ગયા.



## પ્રકરણ ૯ મું.

આણી તરફ ચંદાનો પિતા રણધીરસિંહ પોતાના કિલ્લામાં આસપાસનું સૃષ્ટિ સૌંદર્ય નિહાળતો પેચવાન ગગડાવતો બેઠો હ-

તો. આંખમાં કસુંબાનો રંગ પણ પૂર્ણ આવી રહ્યો હતો. નીચે વહેતી પ્રૌઢ નદીને બન્ને તટે રાની સરવનાં વૃક્ષ, કંઈક સીધાં, ટેડાં અણીદાર અને પોતાના રોપમાં મસ્ત હોય એવી રીતે ઝુકી રહ્યાં હતાં. ભાત ભાતનાં સુંદર પીંછધર સુસ્વર અલાવી રહ્યાં હતાં. તેઓ વચમાં વચમાં બંધ થઈ જતાં એટલે ખડકમાંથી જોરભેર ધસતી નદીનો ધુધવાટ પવનથી હીલતાં વૃક્ષનો ખડખડાટ કે ઝાડી માંથી નિકળતી વાઘની બરાડ સંભળાતાં હતાં. આ દેખાવ રણધીરસિંહની.તબીએતને રૂચે અને ગ્રિષ્મ રૂતુમાં ગમે એવો ભવ્ય અને સુખકારક હતો. નાના પ્રકારની મીંઠાઈના જુમચા ખારભંજણાને માટે તેની પાસે પડેલા હતા. રણધીર મદનની બાબતમાં ઘણો કઠણ કૃર અને જીદ્દિ માલમ પડતો તો પણ તે પોતાનાં મંડળની અને સૈન્યની આસના વાસના ઘણી સારી રીતે કરતો હતો. તેમાંના જુવાનીઆ એના મ્હો આગળ સ્વછંદી ઘેટાં જેવા જણાતા હતા પણ મર્યાદાની બ્હાર જઈ એની ઈતરાજી હોરી લેવાની કોઈની હામ ચાલતી નહોતી. તેમ રણધીર તેમની પેટના ફરજંદ માફક પરવરી કરતો એટલુંજ નહીં પણ પ્રસંગોપાત જર જોર અને જમાનથીએ મદદ કરતો. તે દયાળુ અને ઉદાર હતો અને તેની સાથે જેમ તેનો શાખો વ્યવહારમાં સાબીત હતો તેમ તેની સમશેર રણમાં સતેજ અને યશસ્વિ હતી. આ વેળા તેની ટુકડીનાં માણસ સરસાઈના ખેલ કરતા હતા એવામાં એક જણનાં ધનુષ બાણ લઈ આઘેનાં એક ફળદ્રુમ વૃક્ષમાંનાં પાકેલાં ફળમાં તીર તાકી સચોટ નિશાન મારી તેને એક પળમાં જમીન દોસ્ત કર્યું. એ ફળ લેવા કેટલાક દોડયા કે કેટલાકે આવીને તેને જુહાર કરયા. રીત પ્રમાણે થોડી વાત ચીત થયા પછી તેઓએ રણધીરસિંહને કહ્યું કેઃ—આ પર્વતને લગતાં અરણ્યને છેડે એક ગુફા આવે છે ત્યાં વ્યાઘ્રાદિક કૃર પશુ ઘણાં રહે છે. આ નદી જે તે ઠેકાણે પ્હોળી થતી જતી સમુદ્રની પેઠે ધુધવાટા કરી રહી છે તે એ અઘોર અરણ્યને વધારે ભયાનક બનાવે છે. એકવાર અમે ગયા ખેલતાં ત્યાં જઈ ચડયા તો હૃદય ભેદક અને પ્રેમાળ સ્ત્રીનો સ્વર હમારે કાને પડયો. તેની મીઠાશ અને

ગળગળિતપણાથી હમારા ઉપર ભારે અસર થઈ અને તેણે હમને એબી ગેબી કેફની લેહેરની પેઠે વશ કરી દીધા. ધનુષ બાણ હમારા હાથમાં એમનાં એમ રહી ગયાં. મૃગયા મૃગયાના ઠેકાણે રહી અને તે અવાજ કેણી મેરથી આવે છે તે તપાસવા હમે એક કાન દઈ ધ્યાન રાખી ઉભા. જેણી તરફથી અવાજ આવતો માલમ પડયો તે દીશા સાધી હમે સઘે ફરયા પણ કંઈ પત્તો મળ્યો નહીં. મધ્યાન્હ થવાથી જરા વિશ્રામો લઈ હમે તે મીઠા અવાજ ઉપર વાત કરતા કરતા આગળ આવ્યા, એટલામાં હમારી પેઠે શીકાર ખોળવા નીકળેલા કેટલાક જુવાનીઆ હને મળ્યા. તેઓ પણ તે સુસ્વરની પ્રશંસા કરતા હતા અને જુહાર થતાંજ તે અવાજ કોનો અને કયાંથી આવતો હતો તે પુછતાં તેઓ બોલ્યા કે તે મહા સ્વર કોઈ પક્ષિ કે પશુનો નથી પણ મનુષ્યનોછે! તે નિરાશ પણ સાચા પ્રેમિ મદનનો છે તે ચંદાની પ્રીતમાં દીવાનો થઈ ગયો છે અને આ અરણ્યને તથા પર્વતને ઉદાસીનાં ગીતથીઅસર કરી પોતાની ઉદાસીમાં સામીલ કરે છે અને પવનની પ્રત્યેક લેહેરને પોતાની પ્રિયાની ખબર પુછે છે. તેના પોશાકનું તેને ભાન નથી અને એક દીવાનાની માફક તેનાં જુલફાં વીખરાતાં ઉડેછે. તને સકત સંગેમરમરનો પથ્થર નરમ મીણ કરતાં પણ વધારે નરમ લાગે છે અને ચંદ્રની શીતલતા સુર્યની ગરમી કરતાં વધારે ઉષ્ણ લાગે છે તથા ઉકળાટ ઉપજાવે છે. તે આ અરણ્યમાં પ્રતિદીન ભટકે છે અને જમ જેવાને પણ દયા ઉપજે એવાં પ્રીતનાં લલીત અને હૃદય પીગળાવે એવાં ગીત લાંબે સ્વરે ગાય છે. એ ગીત સાંભળી બુલબુલ પણ ગાંડું ને ગાભરૂં રહે છે. " આમ કહી તેઓ તેઓને રસ્તે પડયા અને હમે અહીં આવ્યા છઈએ. પરંતુ તે ક્ષણથી હમારૂં લોહી એવું રાગી થઈ ગયું છે કે એવા મધુરા સ્વરથી આખી આલમનાં માણસનું મન રંજન થતું હોય પણ આપણી પ્રતિષ્ઠાને ભારે કલંક લાગે છે. ચંદા આપણી ટુંકડીની નાક અને શોભા છે અને તેનું નામ લેતાં આપણાં માણસ પણ ડરે છે તો ગમે તેવો વજના બાંધાનો પરાયો માણસ તેના ના–

મનો પેહેલો અક્ષર પૂરે પૂરો તો ઉચ્ચારે નહીં એટલામાંજ કટકે કટકા થઇ જમીન દોસ્ત થવો જોઇએ."

આટલું સાંભળતાંજ તે રજપુત સરદારનાં નેત્રમાં દ્વેષાગ્નિ પ્રજ્વલિત થઈ ગયો અને તેના આખા શરીરમાં જ્વાલા ઉઠવા લાગી. તે સિંહની પેઠે કુદ્યો કે તેના સાથીઓના મ્હો ઉપરથી મોજ મઝાનો રંગ પલટાઈ ગયો અને ક્રોધની તાતાસે મુકામ કીધો. પોતાના સરદારનો દૃઢ વિચાર યુક્ત ચ્હેરો જોતાંજ તેઓ પોત પોતાના કચ્છિ ઘોડા ઉપર સ્વાર થયા. રણધિરે બીચારા મદનને તેના સાચા પ્રેમને માટે શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો ને પોતાના ઓરડામાં ગયો. તેણે પોતાની યુદ્ધ સામગ્રિની પેટી ખોલી અને તેમાંથી સરસ પાણીદાર બખતર ને સમશેર તેમજ ધનુષ બાણ વિગરે બ્હાર કાઢયાં. તેણે પોતાની વૃદ્ધ માને કિલ્લો સ્વાધીન કીધો પણ તે ચંદાને બીલકુલ મળ્યો નહીં. જ્યારે તે કિલ્લાની બહાર ધસી આવ્યો ત્યારે તે એવો દેખાયો કે જો તે વખત દસ હજાર દુશ્મન તેની સામાં હોય તો તે સઘળાને એ એકલો હાર કરે. તેનું બખતર ખુલ્લા સૂર્યના સખત તાપમાં એવું તેજ મારી રહ્યું હતું કે તે રૂપાની સૂરવીરની પ્રતિમા જેવો જણાતો હતો. તે પોતાના ફાટી આંખના સીનાદાર ઘોડા ઉપર કુદકો મારી ચઢયો કે તેના હથીઆરનો ખણખણાટ અને ઘોડાનો હણહણાટ થઇ રહ્યો. કિલ્લામાંની ચંદા શિવાયની તમામ સુંદરિઓ અટારી ઉપર આવી પણ એટલામાં રણધિરસિંહ પોતાનો ઘોડો હાકી મુકી પસાર થઈ ગયો.

જોત જોતામાં જે ઝાડીમાં તે પોતાની ટુકડીનાં માણસ સાથે અડી વેળામાં મસલત કરતો તે ઝાડીમાં આવી પ્હોંચ્યો. આસપાસ નજર ફેરવતાં માનવિ તો શું પણ એક ચલીયું તેની દ્રષ્ટિએ પડયું નહીં; એટલામાં તેનાં માણસ આવ્યાં. સઘળાઓએ આવી જુહાર કરતાં જ્યાં પોતાનો સરદાર લઇ જાય ત્યાં જવાની સંપૂર્ણ મરજી બતાવી. એક હજાર ચૂંટી કાઢેલા મસ્ત સ્વાર વજ્રની છાતી ધબકાવી નાંખે એવા તૈયાર ઉભા હતા.

પ્રત્યેકના હાથમાંની નાગી તરવાર તથા પ્રત્યેકને પડખે

આવી રહેલો કારચોબીભરતના મ્યાનવાળો નોકદાર જનૈયો એ સુર્યનાં કીરણથી એવાં ઝગઝગાટ કરી રહ્યાં હતાં કે તે જોઇ દુશ્મનના પેટમાં તેલ રેડાયા વિના રૂહે નહીં. ઘોડાઓ અધિરા થઇ પગ ઠોકતા અને કુદતા હતા કે ક્યારે લગામનો ઈસારો થાય ને ધારેલી જગાએ પવનને વેગે ઉડી જઈએ. આ બધી ભારે સામગ્રી રણધીરસિંહે શા માટે કરી હતી! શું મદન જેવા પ્રેમ ઘાયલ અને બુલ બુલને શરમાવે એવા રાગ ગાનારની ખાતર નીશાં કરવા માટે? શું વિરહાનળથી સંતપ્ત મદનને પોતાના બળની ખાતરજમા કરી આપવા બદલ! જેનુ શુર પ્રેમવિકાર થી ભમી ગયલું એવા બેભાન પ્રેમિને જાગૃત કરવાને સારૂ! અપશોચ! એમજ હતું. જેની સાથે નમૃતાને માટે સરસર્વ કરવાને ત્રૈલોકયમાં કોઇ સમર્થ નહોતું એવા એક બીચારા પ્રીતી તીરે વીંધાયલા માનવ ઉર તે રજપુત સરદારે એક હજાર જબરદસ્ત અને મસ્ત ઘોડે સ્વારો સાથે દોડ કરી. કુચ કરવા પેહેલાં તેણે પોતાના સૈન્ય આગળ નીચે પ્રમાણે ભાષણ કીધું.

( રોલાવૃત. )

“શુરવીર ધીટ સિંહ, દિવ્ય મેવાડ તણા ઓ!
જંગ લીધો છે આજ, નથી મિથ્યા નકિ જાણો.
નથી દિવાના મદન સિંહનું, રકત પીવાને
નથી જીતવાને દેશ, નથી ધન લુટી લેવાને.
ક્ષત્રિ કુલિનને કલંક, જરી પણ નવ અડવાને
છકી ગયલા સેતાન, સમુર થઈ ઝટ લડવાને
જે સમશેરે ઉંચાં, યશાસ્વ, કર્મો કીધાં
તે ચમકાવો શૂર, શિકાર બહુ છે લીધા.
જે ચંદાનું નામ, કરે અપવિતર રોજે
જે સુણતામાં દીલ, ચડયું છે મારૂં સોજે.
જે અકલનો હીન, કુંલું મૃગ હરવા માગે
જે નિર્ભાગી દુષ્ટ, અપ્સરા વરવા ચાહે.
તે સુસ્તિને આજ, પટકીને કરવો પૂરો
નવ જાવા દો સમય, નિકર પળી જાશે બૂરો.”

નથી આ ન્હાનું કામ, પરાક્રમ મ્હોટું ઝંઝા
નવ પરપુત્રિસું કો જાય, કુદૃષ્ટે કરવો ડંકો.
અશ્વ કરે ઉડું ઉડું, કહે સમશેર અધીરિ
અધરમીને કરી ચૂર. ધ્વજા ચડવો નિતિ કેરી.

તેઓ પવનને વેગે નિકળી ગયા પણ રણધીરસિંહને તેના અન્યાયનો બદલો મળ્યો. કેમ જે મદન ઉપર આવેલી તવાઈની ખબર તેના પિતાને મળી હતી અને તે તક તેણે આવતા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે તપાસી લીધી.



## પ્રકરણ ૧૦ મું.

દૈવયોગે ચંદાના પિતાની ધારણા એક વિશ્વાસુ માણસે માનસિંહને મહાલયે જઈ તેને કહી એટલે તરતજ તેણે પોતાના પુત્રને માથે ઝુમી રહેલી આપત્તિમાંથી તેનું રક્ષણ કરવાને પોતાનાં થોડાં ખાસ માણસોને મદનની ભાળ કાઢી તેને મેહેલમાં લઈ આવવા તૈયાર કરયાં અને કહ્યું કે:—

"અરે! ઘાયલ જંગિઓ! આ મામલો એવો છે કે જો તે ઝનુની દુષ્ટે મારી ચાલતી દુર્દશામાં મને છંછેડયો તો પછી તેની અને મારી વચ્ચે રૂધીરની રેલ ચાલશે. પણ તે હું પ્રસન્ન કરતો નથી. હું છતે દ્રવ્યે અને પુત્રે દરિદ્રિ અને સંતાનહીન થયો છું. સાહીજવા બેઠી છે અને હવે મને સપેતી આવવા માંડી છે અને એ માનવંતા રૂપેરી રંગમાં ગળીનો પાસ પેસે એવુ હું ચ્હાતો નથી માટે રણધીરસિંહ તેનું ધારેલું કૃત્ય ન કરી શકે એવો આપણા તરફથી માત્ર અટકાવ થવો જોઈએ. તમે અરણ્યમાં જઈ મ્હારી ન્હાની મૂરતી મદનને શોધી કહાડી તેને અહીં લાવો. તેનો એક વાળ પણ વાંકો થયો તો તેથી તમારાં તથા મારાં નામને અને આપણા કુળને ભારે કલંક લાગશે માટે તેમાંથી મને બચાવો અને તમે બચો."

એ ચૂંટી મોકલેલાં માણસોએ મેદાનને ઝાડી પ્હાડ અને પાણી તથા જંગલો અને ગુંચીઓવાળાં ભયકર અરણ્યો ઢુંડયાં

પણ મદનનો પત્તો લાગ્યો નહીં. થોડીવાર પછી તેમાંના એક જણે તે એક લીલમની પેઠે ઝલક મારતા કીનારાવાળા વ્હેતા ઝરાનું પાણી પીવા વાંકો વળ્યો હતો ત્યાં આઘેથી તેનો બીજ ના ચંદ્ર જેવો ઘાટ જોયો. બધાએ ત્યાં આવી એને શાલમાં લપેટી લીધો અને મેહુલનો રસ્તો પકડ્યો. મદનને કંઈ ભાન નહોતુ અને તે પાક ઈશ્કનાં તાન ઉડાવી રહ્યો હતો તેથી તેઓને રસ્તો ઝાઝો માલમ પડ્યો નહીં.

( "કોઈ નહીં દીલદાર હમારાવે એ રાહ" )

કોઈ નહીં દીલદાર મદનનુંવે, એક ચતુર ચંદા તું વીણ કો૦ ટેક
જોતો નથી હૂં સાચું સગૂં તૂં વીના, અવર જોઉં તે સર્વ મન
હર્ષ હીન ૧
ત્હારા વિના સંધું તજી ગયું મૂને, કોઈનું ન દીઠું સારૂં દાનાવ
દીલ. ૨
જઈ ગુલ ભરાયું જે ખુલ ખુલ ચંચુમાં, તે ન ન્યારૂં નિકળેલું
ભાળ્યું શુદ્ધ ક્ષિણ. કોઈ૦ ૩
થયો છું બેહાલ પણ નવ જીતી તું, શોધી વળ્યો ફરી ફરી
સારી જમીન. ૪
જળ ચંદા જવે તરફડી રહ્યો છું, દીલના દરદમાં મદન રાંક મીન
કોઈ૦ ૫

તેઓએ મદનસિંહને તેના પિતા આગળ અદબથી મુક્યો આણી તરફ મદનને અરણ્યમાંથી મહાલયમાં પ્હોંચ્યાને એક ઘડી તો થઈ નહીં હોય એટલામાં રણધીરસિંહના શૂરા સ્વારોના ઘોડાની નાળના નાદથી આખું અરણ્ય ગાજી ઉઠયું તેઓ તે જંગલની પ્રત્યેક ભયંકર અને દુર્ઘટ જગાઓ ફરી વળ્યા પણ મદનને લઈ જવામાં આવેલો એટલે તેઓને તેનો પત્તો કયાંથી લાગે ? આખરે તેઓ થાકયા પાકયા ગુસ્સામાં ને ગુસ્સામાં પોતાના કિલ્લા તરફ પાછા વળ્યા.

અહીં પરસ્પરે તપાસ કરતાં ચંદાને માલમ પડયું કે મદનનો એક વાળ પણ વાંકો વળ્યો નહોતો અને તેમ જાણ્યું ત્યારેજ તેની તાલાવેલી સમી તથા તેને શાતા થઈ.

## પ્રકરણ ૧૧ મું.

ચિંતાતુર અને ઉદાસ માનસિંહે પોતાના પુત્રની અવસ્થા જોતાં વારનેજ "અરે! પ્રભુ!" એમ બોલી પોતાના હાથ ઉંચા કરયા. તેની જીભ ઉઘડી નહીં પણ તેના હૃદયના જુસ્સા નેત્રદ્વારે પ્રેમાશ્રુની રેલ ચાલવા માંડી તેથી જણાઈ આવ્યા. કોણ જાણે શા અપરાધને માટે ઈશ્વર પોતાને પોતાના પુત્ર રૂપી શળથી શિક્ષા કરતો હશે એ વિચારમાં તે બેભાન જેવો સ્થિર ઉભો હતો તેવામાં મદન ઉઠી તેને પગે પડયો. તેને ઉઠતો જોઈ આખુ કુટુંબ બહુ ખુશી થયું. મદન પોતાના પિતાને એક સ્થંભ જેવો સ્તબ્ધ તથા ક્રોધાયમાન જોઈને તથા પોતાની માતાને ચોધાર આંસુ ઢાળતી જોઇને બહુ ગભરાયો. તેણે જાણ્યું કે પોતાના ઉપર કોણ જાણે કેવો સખત જુલમ ગુજરશે. એમ ધારી તે પોતાના પિતાને પગે પડયા પછી માતાના અંકમાં સમાયો કે જો બાપ કંઈ શિક્ષા કરવાને પ્રવૃત થાય તો મા પોતાનું સરક્ષણ કરે. આ વેળા તેણે જે ચપળતા બતાવી તે જોઈને બધાં બહુ આશ્ચર્ય પામ્યાં અને તેમને માલમ પડયું કે અગર જો એનું શરીર કૃષ થઇ ગયું હતું તો પણ એનો જુસ્સો તો હતો તેવોને તેવોજ રહેલો હતો. પછી તેણે દયામણું મ્હો રાખી પિતાની વિનંતિ કરી કે:—

"મમતાળુ પિતા! મારૂં દૈવ નઠારૂં છે. મારી જીંદગાની ખીલતી ખુબ સુરત કળી યોવન રૂપી પ્રભાતમાંજ કરમાઈ ગઈ છે. હું મ્હારે માથે મ્હારે હાથે ધુળ ઘાલું છુ; હું પ્રકાશ તજી દઈ અંધકારમાંજ પડયો રહું છું! મારા મનને સંસાર વિષ જેવો છે. મારા પ્રસન્નતાના મોબતી વિના મને આખુ જગત કારાગ્રહ જેવું લાગે છે. મારે રોમે રોમે વન્હિ વ્યાપી રહ્યો છે. હું શોકાર્ણવમાં ડુબી ગયો છું માટે ઓ મ્હારા વ્હાલા પિતા! મ્હારા ઉપર કૃપા દૃષ્ટિ રાખી મને ક્ષમા કરશો. હું જાણું છું કે મેં આપની સઘળી પ્રતિષ્ટા અને પ્યાર ઉપર પોતું ફેરવ્યું છે. પણ હું લાચાર અને નિરૂપાય છું. મેં આપની આશાના ભુવનને પાયામાંથી ધસાવી પાડયાં છે. મેં આપનાં કુલીન નામ.

ને કલંક લગાડયું છે. હું સારી પેઠે સમજું છું કે હું આપનો અપાર અપરાધિ છું. પણ એ અપરાધ મારાથી કેમ બન્યો તેની મને બિલકુલ ખબર નથી. આટલુ છતાં આપની કૃપા અને આપનું વ્હાલ તો હતાં તેવાં ને તેવાંજ છે. છોરૂ કછોરૂ થાય પણ માબાપ તેના સામું જોતાં નથી. આ લાડઘેલી વાણી સાંભળતાંજ તેના પિતાએ તેને હૃદય સરસો દાબ્યો અને કહ્યું કે:

“ અરે મ્હારા પ્રાણથી અધિક પ્રિય મદન! હજુ તારૂં મગજ ઠેકાણે આવ્યું નથી તે જોઈ મને અપશોચ થાય છે. પ્રેમાગ્નિ તારી નસે નસના તાર બાળી ભસ્મ કરે છે. અરે તારા નેત્રમાં ઝેરી કાંટો ઉગ્યો છે તે ખેરવી કાહાડ. મનને આનંદમાં રાખ નહીં તો પ્રેમ કીડો મ્હોટો થતો થતો તારી દેહ રૂપી વેલીને કોતરી ખાશે. જો પેલી પ્રૌઢ વેહેતી નદી! તે પ્રથમ એક સાંકડો ઝરો હશે. જો પેલો ઉંચો પર્વત! તે પ્રથમ એક ન્હાની ટેકરી હશે. જે કોઈ રત્ન મેળવવાની આશામાં અધિરાઈથી ઝંપલાવે છે તેના હાથમાં રત્ન તો શું પણ પાષાણની કરચ પણ આવતી નથી. હજી કંઇ સમજ ને એક સાધારણ રૂપની છોકરી પાછળ તારા તન મનની હાની ન કર. આપણા કુળને કલંક ન લગાડ. મ્હારી વૃદ્ધાવસ્થાની સઘળી આશા ને નિરાંતનો નાશ ન કર. અને દુશ્મનને હર્ષ ન પમાડ.”

મદનની મા બોલી કે “મ્હારા લાડઘેલા મદન! જો ત્હારા પિતાના શબ્દથી અસર થતી ન હોય તો મ્હારા બે બોલ સાંભળ! તારા વિયોગથી મારી જીંદગીને કેવો કારી ઘા લાગે વારૂ? તારાં આવાં અવિચારી કામથી મને આખા જગતમાં કેટલો ફીટકાર થાય વારૂ? આપણા શૂરા ક્ષત્રિઓ મ્હો ઉપર તો નહીં પણ પીઠ પાછળ મને કેવો અપવાદ દેશે વારૂ? શું તેઓ તારૂં નામ સાંભળતાં કે લેતાં.

“ જનુની જણે તો હરિ ભકત જણજે, કાં દાતા કાં શૂર
નહીં તો રેહેજે વાંઝણી, મત ગુમાવે નૂર. ”

એ દુહો ખ્યાલમાં નહીં લાવે કે નહીં બોલે? ત્યારે શું મેં તારા જેવા પુત્રને જન્મ આપવામાં મ્હારૂં નૂર ગુમાવ્યું એમ

કહેવાશે વારૂ? અરે મારા ઉપર ઘડપણના વખતમાં આભ તુટી પડવું બાકી રહ્યું છે. જો તું ચાહે તો તે એક પલકમાં અટકાવી શકે. એ ઉપાય તારા હાથમાંજ છે ત્યારેજ તું સમજતો કેમ નથી વારૂ? તેં મ્હારી જીંદગીનો પ્રકાશિત દીપક એકાએક રાજ કરવાની કોશીસ કરવા માંડી છે તેની ફરીયાદ હું કોની આ-ગળ કરૂં? પેટ પાકયું ત્યાં પાટો કયાં દેવો? અરે! આભ ફા-ટયું ત્યાં થીગડું કયાં મારવું? અરે! વ્હાલા મદન! જરા આ વાત મગજમાં ઉતાર ને એ ખળ છોકરીનો છળ ભરેલો છંદ છોડી દઈ હમારા આશા રૂપી શુષ્ક થઈ ગયલા બાગને ફરી એકવાર લીલો કુંજાર અને પાણીદાર કર!

આવાં માત પિતાનાં વેણ સાંભળી મદન ઉપર અસર થ-વા માંડી હતી અને તેની આંખ ઉઘડતી હતી એટલામાં તેણે એક ચમત્કાર જોયો. તેણે વીજળીના ઝબકારાની સાથે એક દેવ દુત દીઠો અને એ એમ બોલ્યો કે “અરે મદન! શું તું બેવફા થાય છે! શું દુઃખ પાછળ સુખ નથી?” આટલું સાંભળતાંજ તેને પાછું ચંદાનું સ્મરણ થયું અને તેવોજ તે બોલ્યો કે “પિતા! ઈશ્વરે એમજ ધાર્યું છે, થનાર વસ્તુને કોઈ ડાહ્યું નથી થવાનું તે થવાનુંજ જુઓ! સૂર્ય ચંદ્ર પણ પોતાની સરજતનો સરવાળો મેળવી મેળવી તેમાં જે કમી જણાય છે તે પુરૂં કરવા પાછા જોતરાયલા રહે છે; મ્હારો હાલ તેવો છે. પ્રેમનો ભારે બોજો મારા શીર ઉપર પડયો છે તે મારે ગમે તેમ કરી વેહેવો ન ઘસડવો જોઈએ. એટલાજ માટે જેને આ તન તથા મન સોં-પ્યું છે તે સિવાય બીજો એક અક્ષર પણ કહાડું કે વિચારૂં કે સ્વપ્નમાં પણ બોલું એ મને લાજમ નથી.”

આ ગાંડું બોલવું સાંભળી તેની મા ગદ ગદિત થઇ ગઈ અને જાણે વરસાદ વરસાવતાં બે કાળાં રળિઆમણાં વાદળાં હોય એવી તેની આંખમાંથી આંસુ ચાલવા માંડયાં. તેનાથી કંઈજ બોલાયું નહીં. આ જોઈ મદનની આંખ પણ સહજ શ્રા-વણનાં વાદળાની પેઠે વરસવા લાગી. તેની માએ તેને પોતાની પાસે લીધો હૈયા સાથે દાબ્યો અને અંતઃપુરમાં લઈ ગઈ. ત્યાં

સહુ દાસીઓએ તેને ગુલાબજળ ચોળી ન્હવડાવ્યો અને એની ઘણી આસના વાસના કીધી પણ તે મિથ્યા. તેણે કોઇના ચ્હેરામાં ચંદા ઓળખી નહીં અને જેમ વર્ષા રૂતુમાં વાદળમાં વીજળીના ચમકારા થાય છે તેમ જુસ્સાથી થતા રાતા પીળા રંગ તેના ચ્હેરા ઉપર ચળકવા માંડયા અને તે ધ્રુજવા લાગ્યો. તે ઘણો બીહામણો દેખાયો અને બોલ્યો કેઃ—

( ગરબી. )

પ્રેમ ખંજર કારીરે, વાગે તેને સાલે
પડે પીડ તેને લાગેરે, અવરને ન દુઃખ આલે,
પુષ્પ બ્હાર ન અનુભવ્યોરે, પતંગ તે શું જાણે
જે સુવાસ રહેલોરે, તે તે મન નવ આણે.
છે દીપક અંશ અગ્નિનો કે, પ્રકાશ આનંદકારી
એક દીપકનો દાઘેલરે, તેનીજ સમજ ન્યારી,
સદા વસતો મહાલયમાં, તેને નવ હોય કદા.
તલભાર કદર પણરે, પ્રવાસી તણી આપદા.
કરતો ચમન ઠંડકમાંરે, કહો તે કયાંથી લહે
દુઃખ અરિષ્ટ અરણ વિશે, દૈવહીન પ્રાણિ વહે.



## પ્રકરણ ૧૨ મું

મદનને તેની મા અંતઃપુરમાં લઇ ગઈ અને ત્યાં તેની સારી મ્હાવજત લીધી એમ આપણે આગળ કહી ગયા. તે એની પાસેથી જરા ખસતી નહોતી કેમજે પોતાની માનો દાઁ દેખાવ જોઇ તેનું અંતઃકરણ પીગળવાથી તેને ઇશ્કનો આતશ ઘણા જુસ્સામાં લાવી શકતો નહીં. પણ હવે મદનનુ ચિત્ત ઠેકાણે આવવા લાગ્યું છે એટલે કંઇ હરકત જેવું નથી એમ જાણી તે એકવાર મહાલયના બીજા ભાગમાં કંઈ કામ સારૂ એટલે મદનના જીગરમાં પ્રેમ રૂપી જવાલામુખિ ફાટયો! તે એક દમ ઉઠયો અને દરવાન વિગરે લોકોએ તેને પકડી રાખવાને ઘણાં પ્રયત્ન કરયાં તેમાંથી જોર કરી છટકી જઈને પાછો અર-

ણ્યમાં નાહો. જાણે તોફાની વંટોળીઓ ધુ ધુ કરતો ચકરી ફરતો એક ઘડીમાં કોસના કોસ નિકળી જાય એમ તે ઉડી ચાલ્યો. ચુંટી કાઢેલા રજપુત સ્વારો વીણી કાઢેલા કચ્છિ ઘોડા ઉપર સ્વાર થઈ તેની પાછળ પડયા પણ એના વેગ આગળ તેમનું કાંઈ ચાલ્યું નહીં. તે કોણ જાણે કયાં ગેબ થઈ ગયો! એ પેહેલાંની પેઠે પાછો અરણ્યના પશુ પક્ષિમાં મળી ગયો. એના વિના જાણે તે રાન સુસ્તી મારી ગયું હોય એવું થઈ ગયું હતું. પ્રભાત થતાંજ બુલ બુલની પેઠે તેણે ઈશ્કનાં તાન ઉઠાવ્યાં. જેમ બુલબુલ ચમનમાં આવી બેસી મીઠા રાગ લલકારીને પોતાની મધુરતામાં વશ કરી ગુલની કળીનો બ્હાર લેવાની ઈચ્છા રાખે છે તેમ મદન આ અરણ્યમાં ભટકતો ચંદાનું ચિત્ત ચોરી તેને પોતાની પાસે બોલાવવા તાન ઉપર તાન હેંકારતો હતો. પણ જેમ તાજી કળિ માલણ ચુંટી જાય ને બુલબુલ નિરાશ થાય તેમ મદન ચંદાના પિતા રણધીરની આડખીલથી નાઉમેદીમાં રહેતો હતો.



## પ્રકરણ ૧૩ મું.

એક દિવસ રણધીર થોડા સ્વાર લઈ પ્રભાતમાં મૃગયા રમવા નિકળી પડયો હતો અને પોતાના કિલ્લાની આસપાસના અરણ્યમાં મદન પ્રીતનાં લલીત ગીત ગાતો ભટકતો ફરે છે એવી ચંદાને પરભારી ખબર મળી હતી તેથી આ લક જોઈ તે અગાસી ઉપર ચડી. વાંકી વળી દ્રઢતાથી એક કાન દઈ સાંભળતાં મદનના સુસ્વર તેને શ્રવણે પડયા અને જેમ હરણ ઘંટાના નાદથી છક થઈ જઈ ચાવવા માંડેલું તૃણ એમનું એમ મ્હોમાં રાખી ઉભું રહે છે તેમ હેઠળ આપેલું ગીત સાંભળતી સ્થિર ઉભી રહીઃ—

( ગરબી. )

“ નવ પલ્લવ તરૂવર પ્રૌઢ, ઘટા કેવી શોભતિ
લીલી ઘાસથી ગલીચા સમાન, પૃથ્વિ મનમો હતી.

પુષ્પ સુંદર ફેંકી એરંજિ, સુવાસિત મન હરે
કાલા પંખી તણા કલ શ્હોર, શાંતિ માંહી રસ ભરે.
પ્યારી વણ પણ એ સહુ ફીકું, લાગે તન મનમાં
એકવાર આવી મળ આંહ્ય, કુદરતના ચમનમાં."

વસંતની મધુર લેહેરને સુવાસ આપનાર તથા તન મનને આસુદાં કરનાર તાજી કળિઓ સાથેનાં સુંદર પુષ્પ જેવી ચંદા જે અત્યાર સુધી જખમાયલી પાંખવાળાં પંખિની પેઠે લેવાતી જતી હતી તે આ મદનની વાણી સાંભળીને અત્યંત હરખિત થઇ એટલામાં તેને કાને પાછો અવાજ પડતાંજ તે ધ્યાન દઇ ઉભી રહી:—

( પદ. )

સ્વપ્નમાં ભાળી મેં મીઠી તુજને ભલી
પેખતાં તન મનની સઘળી ખીલી કળી. સ્વપ્નમાં.
બોલી તું શા હાલ પ્રીતમ! શક્તિ કયાં ગઈ?
મેં કહ્યું તવ દરશ અમૃત, ના મળે કંઈ.
ગાલની ગુલાબી પ્રીતમ,કયાં ઉડી પળી?
તવ વિયોગ વારિમાં, ધોવાઈ તર્ત ચળી.
તારા તણું તેજ પ્રીતમ, નેત્રમાં નથી?
પ્રિયા તવ લોચન વિશે, સમાયું તે નકી.
સુંદર સરવ જેવું શરીર, શેં ગયું ગળી?
તવ ઉદાસી માંહી વ્હાલી, નવ જતું વળી
આંખ ઉઘડતામાં અશ્રુધાર રહી વહી
બેટત મીઠી ભાસમાં, તે પણ પાસથી લઈ ગઈ.

તરતજ ચંદાનો જુસ્સો ઉસ્કેરાયો અને તેણે પ્રીતિના આ વેશમાં ઉત્તર વાળ્યો કે:—

( આર્યા. )

ભટકે બુલબુલ વનમાં, મળવા ગુલ શું કરૂં ચમનમાં હું
દુ:ખી કંટક ઝાડીમાં, તો લીલી કુંજે કરૂં શું અબળા.
ખોળી સીપ તેં વ્હાલા, ડુબકી મારી અથાગ પાણીમાં
મોતી નવ રહ્યું પાસે, કમે ફૂટયું નવ વદાય વાણીમાં.

રોમ રોમ પ્રગટયો છે, પ્રેમાગ્નિ નથી ખમાતી ઝાળ હવે
બળતી જોવી મુજને, નથી પ્રીતમ શોભતું લગાર તને.
પવન પ્રમાણે આવી, કિલ્લામાંથી ઉપાડી જા ચંદ્રિ
તવ પદ પંકજ અડતાં, મદન પિડિત ઝટ થઈશ સ્વછંદિ.

એ રીતે આશક માશુકને પોતાના સાચા પ્રેમની અરસ પરસ ખાત્રિ થવાથી ઘણો હર્ષ થયો અને તેઓ ઉમંગી થયાં મદનનુ મગજ જરા ઠંડુ પડતાંજ તેણે પ્રથમ વિચાર કર્યો તે એજ કે "હવે પ્રાણ પ્યારિને હરેક યુક્તિએ કિલ્લામાંથી લઈ આવવી. તે પાંજરે પડી નુરીની પેઠે હું પાંજરે પડયાને ઝંખી રહી છે જો તે અબળા એટલે તેનું કાંઈ ફાવવું નથી.



## પ્રકરણ ૧૪ મું.

થોડીવાર પછી ચંદ્રાએ કિલ્લાની નજીક ઘોડાઓની ખરીના ખડખડાટ સાંભળ્યો અને પોતાનો પિતા મૃગયા રમવા ગયો હતો તે પાછો આવ્યો હશે એમ જાણી તે તરતજ લતા મંડપમાં ફુલ ચુંટવાને બ્હાને ચાલી ગઈ. તેની વાડીમાં જતી જોઈ તેની દાસીઓ (સહચરી કહીએ તો ચાલે કેમજે તેઓ બધી રણધીરની ટુકડીનાં કુલીન માણસોની પુત્રીઓ હતી) પણ તેની પાછળ આવી. સઘળાં વૃક્ષ ખીચોખીચ મોરથી ખીલી રહ્યાં હતાં. પુષ્પ રોપા વિવિધ રંગના કુસુમથી હસી રહ્યા હોય એવા જણાતા હતા; તેમાં રાતા ગુલાલા અને સુનેરી ગુલાબની શોભાથી તો સીમાજ હતી. પાણીનાં ઝરણની ખુબી પણ તેવીજ હતી. જાણે મોતીનાં ચમકતાં મોજાં તેઓના લીલમ જેવા કીનારા ઉપર રમતાં હોય એવો ભાસ પડતો હતો. આ દેખાવ જોઈ ચંદ્રાનું મન જરા વધારે હલકું પડયું પણ પોતાના પ્રીતમનુ સ્મરણ થતાંજ તે ઉદાસ થઈ અને બેભાનિમાં એક નજીકના સરવના ઝાડ નીચે બેસી તે સહજ બોલી કે:—

"અરે સાચા આશક! હજી તારી ચંદ્રિથી તું વેગળોજ છે! હજી તેનામાં તને પોતાના સુગંધમય લતા મંડપમાં લાવવા

ની શક્તિ નથી!" તો પણ પ્રાણ પ્રિય તું મ્હારો છે ને હું ત્હારીજ છું."

ચંદા બીચારી આ રીતે મન સાથે વાત કરી પોતાના ખરા વિચાર કોઈ ન જાણે એમ છુપા રાખવાનું પ્રયત્ન કરી તાણી તાણીને મ્હો હસતું રાખી સહચરીઓને બીજી વાતચિતમાં નાંખી હસાવતી હતી એટલામાં એક જરા આઘેના ઝાડની ઘટામાં દેખાય નહીં એ રીતે ઉભેલી સખીને એમ બોલતી સાંભળી કે "એક બેદરદ માશુકને માટે મદને પોતાનું ડહાપણ શું કરવા દુર કીધું હશે! મદન જોઈએ તો ઘોર અરણ્યમાં ચંદા ચંદા કરતો તરફડે અને ચંદા પોતાની રમત ગમત અને મોજ મઝામાં ચકચુર રહે! મદનનું કલેજું ઉદાસી કોરી ખાય અને ચંદા એથી જુદીજ અસર બતાવે! મદન વિયોગના ઝેરી કાંટા ડસે અને ચંદા એટલું છતાં આરામમાં મઝા માણે! અરેરે એક તરફ મદન માશુકના વિયોગનો હજાર રીતે ભોગ થઈ પડયો છે અને બીજી તરફ ચંદા એશ અને ખુશાલીમાં પોતાના દીવસ ગુજારે છે. એને કેવી બેવફાઈ!!

આ હૃદયભેદક ભાષણ સાંભળતાંજ ચંદાના ફીકા ને શોકાતુર મુખ ઉપરથી આંસુ વેહેવા માંડયાં. તેના શરીરમાં લોહીનું ફરવું એકદમ બંધ થઈ ગયું તેથી તે સંગે મરમરની ચળકાટ વિનાની ફીકી પ્રતિમાની પેઠે ઠરી રહી. જાણે કોઈ કુવારા ઉપર મુકેલું આરસપાણનું બ્હાવલું નેત્રદ્વારે પાણી ઉરાડતું હોય એવી તે બની ગઈ. આ જોઈ તેની સહચરીઓ ગભરાઈ અને તેની આસના વાસના કરી તેને પાછી શુદ્ધિમાં આણી. આથી તેમને સાફ માલમ પડયું કે તે સાચા અને દૃઢ આશક મદનની સાચી અને દૃઢ માશુક હતી. તેઓએ તેના પ્રેમની પરિક્ષા કરવાનેજ આ તર્કટ રચ્યું હતું.



## પ્રકરણ ૧૫ મું.

આપણે આગળ કહી ગયા કે ચંદાનો પ્રેમ હજી સાચો

છે અને તેને માટે જેમ તે પોતે ઝુરતો હતો તેમ તે પણ પોતાને માટે ઝુરતી હતી એવી મદનને ખાત્રી થતાંજ હરેક યુક્તિએ મીઠી નુરીને કિલ્લારૂપી પાંજરામાંથી મુકત કરી પોતાના દુઃખનો અંત આણવો એવો તેણે નિશ્ચય કીધો હતો. હવે એ કામમાં જાણે પરમેશ્વરે અણધારી સ્હાયતા મોકલી હોય એમ માલમ પડયું.

ચંદાના પિતા રણધીરસિંહને તેના પિત્રાઈ ભાઈ બ્હાદુરસિંહ વચ્ચે સરહદ બાબત પેહેલાં ભારે તકરાર ઉઠી હતી તેમાંથી કલેશ વધ્યો. તેઓ લડયા. બ્હાદુરસિંહનો પરાજય થયો અને તે બ્હારવટે નિકળ્યો. એકવાર એ બ્હાદુરસિંહે રણધીરનાં કેટલાંક ગામ લુટી બાળી મુકયાં. ખબર થતાંજ રણધીરના ઘોડેસ્વાર તેની પાછળ પડયા. તે નાસીને મદન જેમાં હતો તે રણધીરના કિલ્લાની પાસેના અરણ્યની એક મ્હોટી ગફામાં સંતાઈ રહ્યો હતો. ઘોડેસ્વારો નિરાશ થઈ પાછા ગયા અને રણધીરને સર્વ હકીકત કહી. તેણે ઘેર ઘેર પોતાનાં માણસ રાખ્યાં અને બ્હાદુર તથા એના આશ્રીત જનોની ખોળ કાહાડવાનું પ્રયત્ન જારી રાખ્યું. પણ આ અરણ્યની ગુપ્ત ગફામાં તે પોતાના કિલ્લાની પાડોશમાં છતાં રણધીર તથા તેનાં માણસને હાથ આવ્યો નહીં. ઘણે દહાડે બ્હાદુરસિંહ અને તેના સ્વાર ગફામાંથી બ્હાર નિકળી પોતાના ઘોડા ફેરવવા અને શસ્ત્રનો મ્હાવરો જારી રાખવા શીકાર ખેલવાને અરણ્યમાં આમ તેમ ફરવા લાગ્યા. કેટલીકવારે નજીકમાં તેઓએ શોકાતુર પણ મધુરો રાગ સાંભળ્યો. તેણી તરફ પોતાના ઘોડા લઈ જઈ જોતાં એક ઘણોજ લેવાઈ ગયલો અને ડરામણો ચીંથરેહાલ અને કંગાલ, શોકાતુર અને આજ મરે કાલ મરે એવો દેખાવ આપતો માણસ તેમની નજર પડયો. બ્હાદુરસિંહ ઘોડા ઉપરથી ઉતર્યો તો જે મદનને માટે તેણે સાંભળ્યું હતું તેજ દીવાનો મદન જે પ્રથમ તેનો ઇષ્ટ મિત્ર હતો અને જેને તેણે બ્હારવટી એ નિકળ્યા પછી એકેવાર જોયો નહોતો તે તેને માલમ પડયો. બ્હાદુર તેને ભેટી પડયો અને તેઓનાં બન્નેનાં નેત્રમાંથી

સ્નેહાશ્રુ આવ્યાં. મદનનાં મુઠી જેટલાં હાડકાં જોઈ તે બહુ ગ ગળી ગયો. તેને બહુ દયા આવી અને અફુવા ઉપરથી એનું દુ:ખ તે જાણતો હતો તેથી તેણે મદનને વચન આપ્યું કે "તને ચંદા આ ખોળીયામાં પ્રાણ છે ત્યાં લગી મેળવી ન આપું તો મને બ્હાદુરસિંહ નહીં પણ કાયર શંખ કહેવો." મદન ઘણો ખુશી થઈ ગયો. હવે તેનામાં જરા હિમત આવી અને બ્હાદુર સાથે ગુફામાં રેહેવાથી તેના રૂપ વિગરેમાં ઘણો ફેરફાર થઈ ગયો મનની માનીને મળવાની આસામાં ખુશ રહી તે બહાદુર સાથે મૃગયા રમવા જતો અને આટલી બધી માથે વીતી તે છતાં હજી પણ ઘોડે બેસવાની તેમજ આબાદ નિશાન મારવાની કળામાં તેની બરાબરી કરી શકે એવો કોઈ રજપુતાણીએ પૂત જણ્યો નહોતો એમ તે દેખાડી આપતો. આમ કેટલાક દીવસ વિત્યા પછી એકવાર અધીર મદનને ચિંતાતુર અને ઉદાસ જોઈને બહા દુરસિંહને પોતે જે વચન આપ્યું હતું તે યાદ આવ્યું. તેણે મદનને મ્હોએ તેના પ્રેમ વિષેની સઘળી હકીકત સાંભળી અને પોતાના સ્વારમાંના એકને બોલાવી માનસિંહને એક પત્રિકા મોકલી કે "મદનનું મગજ હવે ઠેકાણે આવ્યું છે અને તેથી રણધીરે પોતાની પુત્રિ તેને પરણાવવામાં જે અડચણ બતાવી હતી તે દુર થઈ છે માટે હવે તમારે ચંદાનું માગુ બેધડક કરવું. (આગળની બોલાચાલીને લીધે તમારૂં ને તેનું મન ઉંચું છે તે-થી) જો તે તમારૂં માગું તરછોડી કાઢે તો તમારે તે સમયે કાંઈ બોલવું નહીં પણ પાછાં ફરી લડાઈની તૈયારી કરવી. હું જાણું છું કે તમને કાપા કાપી અને ખુનરેજીપર બહુ છીત છે પણ ત-મારે તો માલ તમારાં માણસ લઈ આ ગુફામાં (મારો ચીઠી લા-વનાર સ્વાર જે હાલ તમારી સાથેજ રહેશે તે બતાવે તે) છુપે રસ્તે આવવું. પછી જે કરવાનું છે તે હું તપાસી લઈશ."

આ પત્રિકા વાંચતાંજ દીનપર દીન હૈયા શોકમાં તવાતાં જતાં મદનના મા બાપના ઉદાસ મુખ ઉપર હર્ષનાં કીરણ પ્રકાશી રહ્યાં. તેમણે જાણ્યું કે મદન સારી પેહે છે અને તેનું મગજ ઠે-કાણે આવ્યું છે. માનસિંહે માન્યું કે પ્રથમ જ્યારે પોતે ચં-

દાનું માગું કરવા ગયો હતો ત્યારે તો મદન કેવળ દીવાના જેવો હતો એટલે ન્યાયથી જોતાં કોઈ પણ પિતા પોતાની પુત્રિ ગાંડાને પરણાવે નહીં અને રણધીરસિંગ્હે પોતાનું માગું તરછોડી કાઢયું એ સ્વાભાવિક હતું. પણ હવે જો તે ના કહે તો લડાઈ કરવામાં પણ કોઈ મારો વાંક કાહાડનાર નથી. અને શું તેની ચંદાને વરવાને મદન કરતાં કોઈ રજપુત બચ્ચો વધારે યોગ્ય છે! તે પણ એકવાર એમજ કહેતો હતો પરંતુ તે અભિમાની અને કીનાવાળો છે એટલે કદાચ આગલાં વેર કાહાડી તે મને ના પાડશે;— જેવી પ્રભુની ઈચ્છા. થવાનું હોય તે થાય પણ હવે વિલંબ કરવો કામનો નહીં. માનસિંગ્હ યોગ્ય રસાલા સાથે રણધીરના કિલ્લામાં સત્વર ગયો. રણધીરે તેને સારો આવકાર દીધો પણ તેને ચંદા વિશે તરછટ ના ન પાડતાં ગાંગાં તલ્લાં કરવા લાગ્યો અને બોલ્યો કે "મદન પાછો શુદ્ધિમાં આવ્યો છે એમ મારે શી રીતે નક્કી કરવું. ? મ્હારી પુરેપુરી ખાત્રી થયા વિના હું એ બાબત ધ્યાનમાં લઈ શકતો નથી." માનસિંગ્હે કહ્યું " અહીંથી જતાંવારનેજ હમે તમારી ખાતર નીશાં કરી આપવાના ઉદ્યોગમાં રહીશું; પણ હવે તમે સમય ખુઓ છો એ કાંઈ સારૂં નહીં. તમારી પુત્રિની વય હવે ૧૬-૧૭ વરસની થશે. તમે તેને નિશાળેથી ઉઠાડી લીધી ત્યારેજ તે ૧૨ ૧૩ વરસની તો હતી અને તે વાતને આજ ૪-૫ વરસ થવા આવ્યાં માટે એને મ્હોટી કયાં લગી કરશો ને ઘરમાં કયાં સુધી રાખી મુકશો. હાથીઆ તો દરબારેજ શોભે. હું તો જે કલંકથી તમે આટલા બધા નાસતા ફરો છો તેજ કલંક તમારા કપાળમા ચ્હોંટી ન જાય માટે આટલું તમને સ્નેહદાવે કહું છું." રણધીર બોલ્યો "તમે વાત કહી તે તો ખરી છે પણ આપણા માં ચંદાને યોગ્ય વરની હાલ ખોટ કયાં છે. બે દીવસ આમ કે બે દીવસ તેમ. ઈશ્વરે ધાર્યું હશે તે થશે. તમે જે કલંક બતાવો છો તે દુર કરવાના બીજા ઉપાય રજપુત બચ્ચા કયાં નથી જાણતા જે! "

આવાં બે દરકારીનાં વચન સાંભળી જરા ક્રોધાયમાન

થઈ માનસિંહ પોતાનાં માણસ સાથે ઘેર આવ્યો અને આવતાં વારનેજ પોતાના સવાર વિગરે સર્વેને યુદ્ધની સામગ્રી તાબડતોબ કરવાની આજ્ઞા આપી. એક દહાડામાં સઘળી તૈયારી કરી બીજેજ દહાડે બહાદુરના સ્વારોને જે રસ્તો બતાવ્યો તે છુપે રસ્તે થઈ તેઓ ગુફામાં ગયા. સઘળા સ્વાર વિગરે માનસિંહને જોઈ બહુજ હર્ષ પામ્યા. માનસિંહને પોતાના પુત્રની પલટાયલી સ્થિતિ જોઈને વૃદ્ધાવસ્થામાં ટકાવ મળ્યો અને તેને અપૂર્વ આનંદ થયો. પોતાના પિતાને જોતાંજ મદને સાષ્ટાંગ દંડવત કીધા. તેના પિતાએ તેને ઉંચકી હૈયા સરસો દાબ્યો ને આશીર્વાદ દીધો. સઘળાએ ક્ષુધા સંતોષી. પછી માનસિંહ તથા બહાદુરસિંહે મસલત કરીને સૈન્યને યોગ્ય આજ્ઞા આપી અને તેઓ થાકયા પાકયા નિદ્રાવશ થઈ ગયા.



## પ્રકરણ ૧૯ મું.

બીજે દીવસે પ્રભાતે તેઓએ રણધીરના કિલ્લા તરફ કુચ કરવા માંડી. તેમને કિલ્લા ભણી નજીક આવતા જોઈ દરવાનો માંહો માંહે બોલવા લાગ્યા કે “ઓહો! પાસેના અરણ્યમાંથી શાની ગીરદ ઉડી છે! રેણુથી આકાશનો ચળકતો રંગ ઢંકાઇ ગયો છે! સાંભળ ઘોડાની ખરીનો ખડખડાટ થાય છે. તેઓ જેમ જેમ નજદીક આવતા જાય છે તેમ તેમ તેમના ચ્હેરા વધારે સ્પષ્ટ રીતે જણાઈ શકે છે. સરદારની આજ્ઞાનો ધ્વની શ્રવણે પડે છે. હવે તે લશ્કરનાં લડાયક હથિઆર તથા તોપ છેક પાસે ચળકે છે. સરદાર ફરી વળી નદીના કિનારા તરફનો રસ્તો લેવાની આજ્ઞા કરે છે. તે સરદાર કોણ છે! મુખ ઉપરથી તે વૃદ્ધ જણાય છે. તેના હાથમાં એક તરવારજ છે. તેને તેમજ તેના ઘોડાને ઝાઝો મરોડ નથી. પણ સઘળા લશ્કરમાં જેમ તે ગંભીર અને વડીલ જેવો જણાય છે તેમ તે સહુથી કંગાલ પણ દેખાય છે.” અફશોષ! તે પુત્રને દુખે નિરાશ થયલો મદનસિંહનો પિતા માનસિંહ છે. દરવાનોએ તરતજ

રણધીરને સર્વ હકીકત કહી એટલે તેણે એકદમ લડાઈની તૈયારી કરવાનો હુકમ આપ્યો. તેણે કહ્યું "કિલ્લામાં ભરાઈને લડવું એ હીચકારાનું કામ છે માટે નદી ઓળંગીને પેલે કીનારે યુદ્ધને લાયક મેદાન છે ત્યાં આપણા ડેરા તંબુ ઠોકો. માનસિંહે પણ ત્યાંજ છાવણી કરેલી જણાય છે. બંન્ને બાજુનાં સૈન્ય તૈયાર થયા પછી (યુદ્ધનો પ્રસંગ તો તેઓ એક બીજા જાણીજ ગયા હતા એટલે માનસિંહે રણધીરના સૌર્યની પ્રશંસા કરી લડાઈ શરૂ કરી. હુકમ થતાંજ ભાલા અને પિતળથી મઢી લીધેલી ઢાલોના અવાજો થવા માંડ્યા. તિરંનદાજોની દોરી હણ ણ ણુ ણ ણ ણ કરવા લાગી અને તે અવાજની સાથે તીરો પક્ષિની પેઠે ખુલ્લિ નાકથી શુરવીરનું લોહી પીતાં પેસવા મંડ્યાં. ઝળકતા ખંજરોએ જંગની ઝનુમાં ઘણાંએક ડોકાં ઘોડાઓના પગ નીચે ગગડાવ્યાં. બન્ને તરફ પુષ્કળ ઘાણ વળી ગયો. રૂધીરની નીક વેહેવા લાગી. પણ પેલો મદોન્મત્ત હાથીની પેઠે પોતાની શકિત કરતાં પણ ભારે હથીઆર ચતુરાઈથી ફેરવી ક્ષેત્રકાર જેમ અનાજ કાપે છે તેમ રણધીરની ટુકડીમાં કોઈનાં મસ્તક કોઈના હાથ, કોઈના પગ એ રીતે છેદન કરી ખુનરેજી ચલાવે છે તે નાજુક બદનનો ખુબ સુરત પેહેલવાન પોતાના જેવાજ પાતળા પણ પાણીદાર અને મરોડદાર ઘોડા ઉપર બેઠેલો કોણ છે?! રણધીરે તેને પ્રથમ કોઈ વાર લડતો જોયો નહોતો તેથી તેની બહાદુરી જોઈને એને બહુ સાનંદાશ્ચર્ય લાગ્યું. વળી લડતાં લડતાં તીર તથા ગોળીઓની વૃષ્ટીમાં દુશ્મનનાં તેમજ પોતાનાં ઘાયલ થયલાં માણસની બનતી મ્હાવજત લઈ તે તેઓને ઓસડ વેસડ આપવાનો બંદોબસ્ત કરતો આ જોઈ રણધીરે તેની ઉદારતામાં પણ ખામી નથી એમ જાણ્યું. તેણે પોતાની પાસે ઉભેલા પદાતિને પુછ્યું "એ કોણ છે! એનુ નામ તને ખબર છે! એ આગળ જતાં ક્ષત્રિનું ભુષણ થશે એમાં કંઈ શક જણાતો નથી." પદાતિસે ઉતર દીધો જે "મદનસિંહ." નામ સાંભળતાંજ રણધીરને જરા ક્રોધ આવ્યો પણ તે તેણે મદન ઉપર અંદરખાનેથી પ્રસન્ન હોવાને લીધે અને [illegible] જોઈને સમાવી દીધો. તે છીદ્ર પણ સિંહ

નો બચ્ચો હતો. તેને સારા ગુણની કદર હતી. તેણે તરતજ હોકારો કરી લડાઈ બંધ પાડવાની આજ્ઞા આપી. અને બંન્ને લશકરની વચ્ચોવચ આવી "મારી ચંદા તમારા મદનસિંહને આપી" એમ કહી માનસિંહ વિગરેને પોતાને કિલ્લે લઇ ગયો. ત્યાં તેણે મદનની બહુજ પ્રશંસા કીધી અને કહ્યું કે "રણધીર જેનું નામ તે પોતાના નિશ્ચયથી ફરે નહીં પણ જ્યારે તેની ખાતર નીશા થઇ છે કે પોતાની પ્રાણથી અધિક પ્રિય પુત્રી ચંદાને સુખી રાખે એવો સદગુણી દઢ અને પરાક્રમિ પુરૂષ મદનસિંહ જેવો બીજો કોઈ નથી ત્યારે એ ચંદા જેના ઉપર તે અત્યાર સુધી ક્રોધાયમાન હતો પણ હવણાં તેની યોગ્ય પ્રસન્નતા જોઈ તેને સાબાશી આપે છે તેને માનસિંહના પુત્ર વેરે પરણાવવાની કમાલ ખુશી છે." આટલું સાંભળતાંજ કિલ્લામાં યુદ્ધને બદલે લગ્નના સમારંભનો ગડબડાટ અને હર્ષના પોકારનો સ્હોર થઈ રહ્યો. રીત પ્રમાણે સુમુહુર્ત જોઈ અતિશય ધામધુમની સાથે લગ્ન કરવામાં આવ્યાં. માનસિંહ તેમજ મદનસિંહ બહાદુરસિંહ અને ચંદાને જે આનંદ થયો તથા રણધીરસિંહ જે પોતાની સુગુણિ પુત્રિને માટે તેની વય ઉપર વિચાર કરતાં યોગ્ય પતિ મેળવવાની ચિંતામાં હતો તેને મદન અને ચંદાનુ-પ્રેમ ઘાયલ જોડકલું પાણિગ્રહણને સમયે પ્રફુલ્લિત અંગનું જોઇ જે હર્ષ થયો તે વર્ણવવાને કોણ સમર્થ છે? મદનને તથા એનાં સબંધિઓને જરા ઉદાસી થઇ. તેની માતા જે આસરે ૧૦૦ કોસ આઘે હતી અને જેનાથી નિર્બલ થઈ ગયલા શરીરને લીધે પ્રવાસનો થાક તથા દુઃખ વેઠી થોડા સમયમાં લગ્નને સમયે ત્યાં આવી પ્હોંચાય એમ નહોતું તેની તેમને ઉભ લાગી.

લગ્ન થઈ રહ્યા પછી મદન તથા ચંદાને લઈ માનસિંહ પોતાને મહાલયે જવાને અને રણધીર કિલ્લામાંથી સઘળો અસ્બાબ લઈ પોતાને અસલને મેહેલ જવાને નિકળ્યાં. રસ્તામાં લોકોની મેદનીમાંથી મદનને તથા તેના વૃદ્ધ પિતાને જોઈ ખુશાલીના પોકાર ઉઠતા હતા અને સ્રી તેમજ પુરૂષ, વૃદ્ધ તેમજ

તરૂણ ધનાઢ્ય તેમજ કંગાલ સંક્ષેપમાં સઘલા વર્ગ અને વર્ણનાં માણસ એક અવાજે એમ કહેતાં સંભલાયાં કે 'આવું જોડું ત્રલોકયમાં કોઈ ઠેકાણે પણ નહીં હોય'!



## પ્રકરણ ૧૭ મું.

એ રીતે વાજતે ગાજતે તેઓ મેહેલમાં પેઠાં. આ ખુશ ખબર દરવાનોને મ્હોએ સાંભલતાંજ મદનની માતાએ ખજાનચીને તેમને પુષ્કલ ધન આપી સંતોખવાનું કહ્યું અને તેને હર્ષ સન્નિપાત થયો એમ કહીએ તો ચાલે. તેનામાં હર્ષનો જુસ્સો એટલો બધો વધી ગયો કે તેની જીંદગીની જોખમ લાગશે એમ ધાસ્તિ લાગી તેથી તે વેલા તરત મદન તથા ચંદાને તેની દ્રષ્ટિથી વેગળાં રાખી તેની આસના વાસના કરવાથી તેનું ચિત્ત જરા ઠેકાણે આવ્યું ત્યારે તેમને એની પાસે લઈ જવામાં આવ્યાં. દાસીઓના હાથમાં મોતીની થાળ તૈયાર હતી. મદન અને ચંદા તેને પગે લાગ્યાં એટલે તેમને હૃદય સરસાં દાબી આશીર્વચન સાથે મોતીએ વધાવ્યાં. મહાલયમાં તેમજ આખા નગરમાં કલ્લોલ થઈ રહ્યો.

મદન અને ચંદાએ ગૃહસ્થાશ્રમ માંડયો, અને આવાં માતપિતાને પેટે જે પુત્ર થયો તેના રૂપમાં શી મણા હોય અને તેના ભાગ્ય તથા પ્રતાપનું શું વર્ણન કરવું? તેનું નામ તેના ઉપ ગુણને યોગ્ય સવાઈસિંઙુ રાખવામાં આવ્યું. માનસિંહે રાજ કારભાર મદનસિંહને સોંપ્યો અને પોતે કાશી વિગરે તિર્થાટન કરવા નિકળિ પડયો. તેની સ્ત્રી તેની સાથે તૈયાર થઈ. રણધીરે પણ તેમેજ કરયું; તેની સ્ત્રી ગુજરી ગઈ હતી અને તેને ચંદા સિવાય બીજુ કંઈ સંતાન નહોતું એટલે પોતાનો મુલક મદનને સોંપી તે પણ માનસિંહ તથા તેની પત્નિ સાથે ચાલી નિકળ્યો. એ રીતે તેઓ તિર્થાટન કરી છેલે કાશી ગયાં અને ત્યાં ધર્મ ધ્યાનમાં દેહ છોડી. અહીં પ્રેમિ અને શુરા મદને પોતાની હુશીઆરી અને બહાદુરીથી રાજ વધાર્યું અને પ્રજાને ઘણું સુખ

આપ્યું. સહુ એના રાજ્યથી આનંદ પામ્યાં.

હવે કહેવાનું માત્ર એટલુંજ રહ્યું કે મદન અને ચંદ્રાનો આભારિ આત્મા જેટલો ઉપકાર માની શકે તેટલો આભાર તેમણે બહાદુરસિંહનો માન્યો અને રણધીરનો મુલક તેને સ્વાધીન કર્યો.



## શુદ્ધાશુદ્ધ સૂચનીકા.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૭ | શ્વત | શ્વેત |
| " | ૧૧ | સૂય | સૂર્ય |
| ૨ | ૩૦ | નયમ | નયન |
| ૬ | ૫ | પ્રમ | પ્રેમ |
| " | ૧૦ | " | " |
| " | ૨૬ | મદ | મંદ |
| ૭ | ૨૯ | સાવધ | સાવૃધ |
| ૮ | ૧૦ | શશીનુખ | શશીમુખ |
| ૮ | ૨૮ | માગ | માર્ગ |
| ૧૧ | ૨૩ | પર્ણિમા | પૂર્ણિમા |
| ૧૨ | ૧૪ | પ્રેમ, દગ્ધ | પ્રેમદગ્ધ |
| ૧૩ | ૨૯ | પણા | પણ |
| ૧૬ | ૧ | પ્રાથના | પ્રાર્થના |
| ૧૮ | ૧૮ | લીપે | લીયે |
| ૨૧ | ૫ | ઉઠ | ઉઢ |
| ૨૧ | ૧૦ | એય | એક |
| ૨૨ | ૨૯ | ગયા | મૃગયા |
| ૨૩ | ૩ | " | " |
| ૨૩ | ૧૦ | હુ ને | હુમને |
| ૨૩ | ૧૮ | તને | તેને |
| ૨૪ | ૧૪ | આ૦ઘો | આ૦યો |
| ૨૬ | ૨૮ | ભયકર | ભયંકર |
| ૨૯ | ૧૮ | વદ્ધાવસ્થાની | વૃદ્ધાવસ્થાની |
| ૩૦ | ૧૦ | લીજો | લીલો |
| ૩૩ | ૧ | સંદર | સુંદર |
| ૩૩ | ૩૦ | કમ | કર્મ |
| ૩૫ | ૨૦ | કુ- | ફુ- |
| ૩૯ | ૨ | સવર | સવાર |

## સુચના.

પ્રસિદ્ધ કરવામાં આવે છે કે આ સ્વરૂપ વાર્તાનો ગ્રંથ સ્વામિત્વનો હક રાખ્યોછે માટે રજા શીવાય કોઈએ છપાવવીનહીં

—o—

ભરૂચ—મકેરી કુળીયામાં કુંથારીયા બાળાશંકર ઉલાસરામ ભરૂચ કલેકટર ઓફીસમાં કારકુન પાસેથી.

અમદાવાદ—લાલાવસાની પોળમાં સાંકડી શેરીમાં ભાઈ મણીલાલ ગીરધરલાલને ત્યાંથી.

નડીઆદ—રા૦ રણછોડલાલ ખુશાલદાસ "સત્યસાગર પ્રેસ" ના મેનેજર પાસેથી.

ધોધા—રા. છોટમલાલ છવણદાસ પાસેથી.

ભાવનગર—દેસાઈ છગનલાલ સંતોકરામની ડેલીએ ઓધડભાઈ પાસેથી.

સીહોર—કવિ ગોવીંદ ગીલાભાઈ પાસેથી.

વડોદરા—ર. ચીકમલાલ ઘાનતરામ સુબાસાહેબની કચેરીમાં કલાર્ક છે તેમની પાસેથી.

સુરત—કર્તા પાસેથી

મુંબઈ—રા. જેષ્ટારામ મુકુંદજી, બુકસેલર મામાદેવીને દક્ષિણ દરવાજે.

—⁂—